

# શ્રી પાર્શ્વચંદ્રગચ્છ ટૂંક રૂપ રેખા



શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા.

ज्ञान | सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः। | शील

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स

संजमे महासुख्खं

संसारे महादुख्खं

मनएव मनुष्याणां कारणं बंधमोक्षयोः



# શ્રીપાર્શ્વચંદ્રગચ્છ
## ટુંક રૂપ રેખા.



—: સંપાદક તથા પ્રકાશક :—

શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા.

શામળાની પોળ—અમદાવાદ.

સં. ૧૯૯૭ વીર સં. ૨૪૬૭ પાર્શ્વ સં. ૩૮૫

કિં. ૧—૦—૦

भाव | ज्ञान-क्रियाभ्यां मोक्षः | तप

## યુગપ્રધાનશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરદાદાનો છંદ.

સૂરિપાર્શ્વચંદ્ર હુવા અવતારી, જેના નામ તણી મહિમા ભારી;
કષ્ટ ટળે મટે તાપ તપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૧
પૂજ્ય નામે સબ કષ્ટ ટળે, વળી ભૂત પ્રેત તો નાંહિ છળે;
મળે ન ચોર હોય ગપ્પચપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૨
લક્ષ્મી દિનદિન વધી જાવે, ઓર દુઃખનેડો તો નહિ આવે;
વેપારમેં હોવે બહુત નફો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૩
અડચો કામ તો હોઇ જાવે, વળી બગડચો કામ તો બનજાવે;
ભૂલચૂક નહિ હોય ડખો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૪
રાજ કાજમેં તેજ રહે, વળી ખમાખમા સબ લોક કહે;
આછિ જાયગા જાય રૂપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૫
પૂજ્યનામ તણો જેણે લીયો ઓટો, તેને કદિ નહિ આવે તોટો;
ઘર ઘર બારણે કાંઈ તપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૬
એક માળાકો નિત્ય નેમ રખો, કોઇ વાત તણો નહિ હોય ધખો;
ખાલી વિમાસ ઓર ટળે જીસપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો; ૭
સ્વગચ્છતણી પ્રતિપાળ કરે, મુનિરામ સદા તુમ ધ્યાન ધરે;
કોઇ પ્રત્યક્ષ વાત નહિ ઉથપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૮



આ ચોપડી ધી મહેન્દ્ર પ્રિ. પ્રેસમાં છોટાલાલ બાલચંદ દોશીએ
રતનપોળ ગોલવાડ નાકા–અમદાવાદમાં છાપી.



અમદાવાદ-શામળાની પોળના શ્રીમન્નાગપુરીય
તપાગચ્છ (પાર્શ્વચંદ્રગચ્છ) ના ઉપાશ્રયના
આગળના ભાગનો ભવ્ય દેખાવ.

# ઉપોદ્ઘાત



સંયોગ અને વિયોગ એ તો સંસારનો ક્રમ છે. જન્મ અને મૃત્યુથી એ વાત નિશ્ચિત હોવા છતાં અનંત જ્ઞાનીઓએ ઉચ્ચારેલા અને સમયે સમયે દ્રષ્ટિગોચર થતા મોહની અટવિમાં અટવાઇ પડેલા આપણે ઇષ્ટ સમયે આનંદ અને વિયોગના સમયે દુઃખ અનુભવીએ છીએ. પરંતુ આપણા મહાન ઉપકારી શ્રીતીર્થંકર ભગવંતોએ આપણને આ ભવસમુદ્ર તરવા માટે શાસનરૂપી જહાજ આપ્યું છે. આવું શાસન પામ્યા પછી પણ આત્માઓ ઉન્નત સ્થિતિએ ન પહોંચે તો પછી તે દોષ કર્મનો અને સ્વપુરૂષાર્થની ખામીનોજ લેખી શકાય. પુણ્યપુરૂષોના જીવન પર જેટલો પ્રકાશ ફેંકવામાં આવે તેટલો તે ભવી અને મુમુક્ષુ આત્માઓ માટે લાભદાયીજ છે.

વર્તમાન શાસનમાં પૂ૦ આચાર્યો શાસનની પાટે બિરાજતા નાયકો છે. એ મહર્ષિઓ જે સ્વપર કલ્યાણ અર્થે જીવી ગયા અને બોધપાઠ રજુ કરી ગયા તે જીવન અનેક આત્માઓને તારનારૂં અને બોધક છે. આપણા **શ્રીમન્નાગપુરીયતપાગચ્છ** ઉર્ફે **શ્રીપાર્શ્વચંદ્રસૂરિગચ્છના** ભૂતકાળમાં થઇ ગયેલા મહાન ઉપકારી પુરૂષોના જીવનપ્રસંગોને એક સાંકળમાં ગુંથવાથી આપણા શ્રીસંઘના આબાલવૃદ્ધ ભાઇ બહેનોને બોધરૂપ થાય એ હેતુથી ' **શ્રીપાર્શ્વચંદ્રગચ્છ**

**ટુંકું રૂપરેખા**'ને આ નાની પુસ્તિકા રૂપે રજુ કરવામાં આવે છે. એમાંયે જેઓના નામે આપણો શ્રીસંઘ વધુ પ્રકાશમાં આવ્યો છે. તે પ૦ પૂ૦ પુણ્યશ્લોક પ્રાતઃસ્મરણીય યુગપ્રધાન શ્રી ૧૦૦૮ **શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજનાં જીવનપ્રસંગોમાંથી ત્યાગ ને તપશ્ચર્યા, સાહિત્યસેવા અને સહિષ્ણુતા, ચમત્કારો અને બુદ્ધિપ્રભાવથી ભરપૂર છે. ચારે ક્ષેત્રોમાં એ પૂજ્યપુરૂષની સેવાઓ વિશિષ્ટ છે. એ સિવાય પૂ૦ **શ્રીકુશલચંદ્રજી ગણિવર** મહારાજ, પૂ૦ આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી **ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી** મહારાજ, પૂ૦ શાંત-તપોમૂર્તિ **શ્રીપુનમચંદ્રજી ગણિવર** મહારાજ, પૂ. આચાર્ય શ્રી **સાગરચંદ્રસૂરીશ્વરજી** મહારાજ, પૂ૦ તપસ્વી શ્રી **જગતચંદ્રજી** ગણીમહારાજ આદિના ત્યાગ અને સાહિત્ય-સેવાની સુરભથી મઘમઘતા જીવનપ્રસંગો પ્રાપ્ત થયેલ વિગતો પરથી આ પુસ્તિકામાં ઉતારવામાં આવ્યા છે. સંભવ છે કે એમાં ઘણી ત્રુટીઓ રહી જવા પામી હોય પરંતુ વાંચકવર્ગને આ જીવનચરિત્રો એ પૂજ્યપુરૂષોના પગલે જવાની પ્રેરણા કરે એ ધ્યેયને સાન્નિધ્યમાં રાખીનેજ આ પ્રયાસ કરવામાં આવ્યો છે. એટલું વાંચકવર્ગ બરાબર વિચારશે એવી આશા રાખવાનું અસ્થાને નથીજ.

આ પુસ્તિકાને સચિત્ર બનાવવા માટે સ્વ૦ પૂ૦ પા૦ આચાર્યદેવો અને સ્વર્ગસ્થ તથા વિદ્યમાન પૂ૦ મુનિરાજો પૈકી જેટલાના ફોટાઓ પ્રાપ્ત થયા છે તે તેમજ બીજા મંગાવીને બ્લોક બનાવરાવી સાચો ખ્યાલ વાંચકવર્ગને આપવા પ્રયાસ કરવામાં આવ્યો છે. આમાં ૨૮ ફોટા મૂકવામાં આવ્યા છે.

સંસ્થાનું એ સદ્ભાગ્ય છે કે આવી ઉપયોગી પુસ્તિકા બહાર પાડવાનું તેના ફાળે આવ્યું છે. આ પુસ્તિકા આ સંસ્થાની સ્થાપનામાં જે મહાપુરૂષના ઉપદેશ અને ધર્મ-વાણીએ મહાન ભાગ ભજવ્યો છે તે સ્વ૦ પૂ૦ પા૦ આચાર્ય **શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી ( ભાઇચંદજી )** મહારાજને અર્પણ કરી એ પૂ૦ ગુરૂદેવ પ્રત્યેનું ઋણ યત્કિંચિત્ અદા કરવાનો મનસુબો પાર પડ્યાનો આત્મસંતોષ લઈ શકીએ છીએ. આ સંસ્થાના પ્રેરણામૂર્તિ સ્વ૦ શ્રેષ્ઠિશ્રી **હઠીસીંગભાઇ**ને પણ આ તકે અમે **તેઓશ્રીનો** બ્લોક રજુ કરી જ્ઞાનની પરબ અર્પણ કરી ભાવી પ્રજાના આત્મકલ્યાણનું સાધન કરી આપવા માટે તેઓશ્રી પ્રત્યે આભારદર્શન કર-કરવાનું ચૂકી શકતા નથી. વળી શ્રીસંઘના અગ્રગણ્ય ગૃહસ્થો કે જેમણે આ પુસ્તિકા લખાવરાવવા અને છપાવવા માટેના અમારા મનોરથને પ્રોત્સાહન આપ્યું છે તેઓનો પણ આ તકે અમે આભાર પ્રદર્શિત કરીએ છીએ.

વળી અત્રે ચાતુર્માસ બીરાજતા પૂ૦ મુ૦ શ્રી **કૃપા-ચંદ્રજી** મહારાજ સાહેબ તથા પૂ૦ મુ૦ શ્રી **બાલચંદ્રજી** મહારાજ સાહેબે અમારી વિનંતિને માન આપી આ પુસ્તિકાના લેખનમાં ઘટતા સુધારા–વધારા કરી તેને સુંદર બનાવવા અને ગેલીઓ સુધારી આપવા પાછળ સમય અને શક્તિનો જે ભોગ આપ્યો છે તે માટે અમો તેઓશ્રીના ઋણી છીએ. પૂ૦ મુ૦ શ્રી **બાલચંદ્રજી** મહારાજે પણ બાલ્ય વયે દીક્ષા ગ્રહણ કરી શાસ્ત્રોનો ઠીક ઠીક અભ્યાસ કરવા ઉપરાંત જ્યોતિષ અને કવિત્વ સંબંધે જ્ઞાન ઉપાર્જન કર્યું છે. તેઓશ્રીએ

પોતાના પૂ૦ ગુરૂદેવના સ્મરણાર્થે આજ સુધીમાં છ ગ્રંથ-મણકા બહાર પાડ્યા છે એ પરથી તેઓશ્રીની એ શક્તિ વિષે આપણને સહેજે ખ્યાલ આવે છે. તેઓશ્રીનો હાથ આ પુસ્તિકાના લખાણ પર ફરવાથી તે સુંદર અને આદર્શરૂપ બની છે.

હવે છેલ્લે છેલ્લે પુરૂ પાડવામાં આવેલ સાહિત્ય અને વિગતો ઉપરથી આ પુસ્તિકાનું સારૂંયે મેટર તપાસી યોગ્ય ભાષામાં ગોઠવી આપનાર, જૈનપ્રશ્નોના અભ્યાસી અને જાણીતા લેખક **શ્રી ભગવાનજીભાઇ જગજીવનદાસ કપાસી** જેઓ આપણા ગચ્છના સ્વામીભાઇ છે તેઓનો પણ આભાર માન્યા સિવાય કેમ રહી શકાય.

અંતમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આ પુસ્તિકામાં સહાય કરનારા સર્વેનો આ તકે આભાર માનીએ છીએ.

આ પુસ્તિકામાં ત્રુટીઓ રહી જવા પામી હશે તે બધાને વાંચકવર્ગ ક્ષમ્ય કરશે અને ધ્યેયને સાન્નિધ્યમાં રાખી એનો બને તેટલો વધુ પ્રચાર કરશે એવી આશા સાથે વિરમીએ છીએ.

શામળાની પોળ<br>
**અમદાવાદ.**<br>
વિજયાદશમી ૧૯૯૭

લી૦<br>
**શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા.**

શ્રી મન્નાગપુરીયતપાગચ્છગગનનભોમણિ શાસન-
પ્રભાવક બાલબ્રહ્મચારી ૫૦ પૂ૦ શ્રી ૧૦૦૮
શ્રીમત્પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની દેરી



ધ્રાંગધ્રા શ્રી પાર્શ્વચંદ્રગચ્છના ઉપાશ્રયમાં
તાત્કાલિક વાંચ્છિત ફલ દાતાર
દાદાની દેરી.

# અનુક્રમણિકા.



# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૪, ૯, ૧૨, | સુરિ | સૂરિ |
| ૭ | ૧ | ” | ” |
| ૭ | ૯ | ચુડામણિ | ચૂડામણિ |
| ૭ | ૨૩ | સૂરીગચ્છ | સૂરિગચ્છ |

| | | | |
|---|---|---|---|
| ૯ | ૨૦ | પારસચંદ | પાસચંદ |
| ૧૨ | ૧૧ | દોશીત | દોષિત |
| ૨૨ | ૩ | જ્યોતિંધર | જ્યોતિર્ધર |
| ૨૪ | ૩ | જીવહિંસા | જીવહિંસા |
| ૨૭ | ૨૩ | સુરીશ્વરજી | સૂરીશ્વરજી |
| ૪૨ | ૮ | અદિ | આદિ |
| ૪૪ | ૧૪ | હજારૂ નામના કસાઇને | હજાર કસાઈઓને |
| ૪૪ | ૧૫ | તેને | તેમને |
| ૪૭ | ૧૯ | રાજવશી | રાજવંશી |
| ૪૮ | ૨૧ | અક્ષરસ | અક્ષરશઃ |
| ૪૯ | ૮ | યુગપ્રવર્તોને | યુગપ્રવૃત્તિને |
| ૮૦ | ૧૭ | કાચાર્યે પણ | કાચાર્ય પણ |
| ૮૭ | ૧ | ( -પણુ ) | ( -પળ ) |
| ૮૭ | ૧૪ | ચોમાની | ચોમાસી |
| ૧૦૩ | ૧૮ | મલજી | મલસિંહજી |
| ૧૦૩ | ૨૧ | પધાર્પા | પધાર્યા |
| ૧૧૫ | ૬ | સૂરિશ્વરજી | સૂરીશ્વરજી |
| ૧૨૩ | ૨૨ | ઃખોને | દુઃખોને |
| ૧૨૯ | ૧૬ | ૨૭ વર્ષ | ૨૬ વર્ષ |



ॐ अर्हं नमः।

युगप्रधान-श्रीपार्श्वचंद्रसूरीश्वरगुरुभ्यो नमः।

# શ્રી પાર્શ્વચંદ્રગચ્છીય-આદર્શ રૂપરેખા.

વર્તમાન શાસનના નાયક ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરસ્વામી પછી તેઓશ્રીના શાસનને અવિચ્છીન્નપણે ગતિમાન રાખનાર ગણધર ભગવાનો અને ત્યારબાદ આચાર્ય ભગવંતો વિગેરે નિર્માણ થયેલા છે. પ્રભુના નિર્વાણ બાદ આચાર્યભગવંતોના સમયમાં જૈનોના એકત્રિત સમુદાયોને જુદા જુદા નામાભિધાન કર્યાનું શાસ્ત્રોક્ત તપાસ પરથી જણાય છે. જે મુજબ સોથી પ્રથમ **નિર્ગ્રંથગચ્છ** આવે છે અને ત્યારબાદ **શ્રી સુધર્મસ્વામી**, બારમા પટ્ટધર **શ્રી સુસ્થિતસૂરિ**, સત્તરમા પટ્ટધર **શ્રી ચંદ્રસૂરિ** અને અઢારમા પટ્ટધર **શ્રી સામંતભદ્રસૂરિ**થી અનુક્રમે **કૌટિક**, **ચંદ્ર**, **વનવાસી** અને **વડગચ્છ** નામોથી ગચ્છો ઓળખાતા હતા.

# શાસનપ્રભાવક શ્રીવાદિદેવસૂરિ.

પરંતુ જેને આપણે **શ્રીમન્નાગપુરીયતપાગચ્છના** નામથી ઓળખીએ છીએ તેનામ આપણા મહાન પૂર્વવત્ જ્યોતિર્ધર આચાર્ય ભગવાન શ્રી **વાદિદેવ**સૂરિના સમયમાં એટલે વિક્રમ સં. ૧૧૭૭ માં સ્થપાયું. આચાર્ય વાદિદેવસૂરીના જ્યોતિર્ભૂષણ અને વિદ્વાન શિષ્યરત્ન શ્રી **પદ્મપ્રભસૂરિજી મહારાજ** વિ. સં. ૧૧૭૭ માં અન્ય સ્થળોએ વીચરતા–અનેક જીવોને બોધિબીજ પમાડતા એક સમયે **નાગોર નગરે પધાર્યા. નાગોરના રાણાને સચોટ અને સતત ધર્મોપદેશથી જૈનધર્મમાં શ્રદ્ધામય કરી જૈનધર્મી બનાવ્યો. રાજાએ આચાર્યશ્રીની વિદ્વતા અને પ્રભાવ જોઇને "નાગપુરીય તપા શ્રી પદ્મપ્રભસૂરિ" એ પ્રમાણે નામ સ્થાપન કર્યું ત્યારથી જગતમાં નાગપુરીય તપા** એ નામથી સુપ્રસિદ્ધ થયા.

આપણા વર્તમાન ગચ્છના મૂળસ્થાપક પ્રભાવિકપુરૂષ આચાર્ય ભગવાન શ્રીમદ્ વાદિદેવસૂરિ શાસ્ત્રોક્ત જ્ઞાનથી એટલા વિભૂષિત થયેલા હતા કે એમની સામે ચર્ચા કરવામાં ભલભલાને તેઓશ્રી પરાજય પમાડતા. આવી રીતે **અણહીલપુર પાટણના રાજા સિદ્ધરાજે રચેલી વિવાદ સભામાં સં. ૧૧૮૧ની સાલમાં અભિમાની દિગમ્બર આચાર્ય કુમુદચંદ્ર સાથે વાદવિવાદ કરી શ્રીમન્નાગપુરીય તપા ગચ્છનો વિજય વાવટો ફરકાવ્યો.** આચાર્યશ્રીની વિદ્વતા અને વિવાદમાં ગ્રહણ કરેલી તર્કશક્તિ તેમજ દલીલબાજીથી પ્રસન્ન થઇને રાજાએ આ મહાપુરૂષને **"સકળવાદિ મુગટ"** એટલે વિવાદમાં શિરોમણિ તરિકેનું બિરૂદ આપ્યું. અને પાટણ

શહેરમાં કોઇ દિગમ્બર ન આવે એવું ફરમાન કાઢયું, આચાર્ય ભગવાન **શ્રીમદ્ વાદિદેવસૂરિના આ વિજયના ડંકા દિગંતમાં ચોમેર ગાજી ઉઠયા** અને ઠેરઠેરથી તેઓશ્રીની વિદ્વતા પર પ્રસંશાના પુષ્પો વેરાવા લાગ્યા. આચાર્ય ભગવાને પોતાના જીવનકાળ દરમ્યાન સં. ૧૨૦૪માં શ્રી ફલવર્ધિ ( ફલોધી ) પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી જે હાલ વિદ્યમાન છે અને આરાસણમાં શ્રી નેમિનાથ પ્રભુના બિંબને સ્વહસ્તે પધરાવી. પ્રભુપૂજનની જીવનમાં શા માટે જરૂરીયાત છે. અને એ એક આવશ્યક વસ્તુ છે. એ વાત સિદ્ધ કરી બતાવી અનેકને એ માર્ગ ગ્રહણ કરવા પ્રેરણા કરી.

વિદ્વાનોમાં ભૂષણ સમાન આ સમર્થ આચાર્યભગવાને ચોરાસી હજાર પ્રમાણ ન્યાયનો "**સ્યાદ્વાદરત્નાકર**" નામનો ગ્રંથ કર્યો અને "**પ્રભાતસ્મરણકુલક**" "**શ્રાવક ધર્મકુલક**" તેમજ પોતાના ગુરૂદેવ પ્રત્યેની ભાવના વ્યક્ત કરવા તેમજ સ્વજીવનને આટલી ઉચ્ચ કક્ષાએ લઇ જવા માટેના મહદ્ ઉપકાર-રૂણ યત્કિંચિત્ અદા કરવા "**મુનિચંદ્રગુરૂ સ્તુતિ**" વિગેરે અનેક પ્રમાણભૂત, મનનીય અને વિદ્વતાથી ભરપુર ગ્રંથો રચ્યા છે.

## શ્રી વાદિદેવસૂરિજી સિદ્ધરાજની સભામાં

પૂજ્યશ્રીની વાદ શક્તિ માટે નીચેની હકીકત સંપૂર્ણ સમર્થ કરનારી છે. પૂજ્યશ્રી સિદ્ધરાજની સભામાં વાદી: કુમુદચંદ્રની સાથે વાદ કરવા માટે વિ. સં. ૧૧૮૧ ના વૈશાખ સુદ ૧૫ ના રોજ પધાર્યા.

વાદી કુમુદચંદ્રનો પક્ષ : સ્ત્રી મોક્ષમાં ન જાય. (૨) કેવળી આહાર ન કરે. (૩) શ્વેતાંબર મોક્ષમાં ન જાય પણ દિગંબર જાય. આ ત્રણ મુદ્દાઓ પર વિવાદ ચલાવવાનો હતો.

પ્રતિવાદી શ્રી વાદિદેવસુરિનો પક્ષ : સ્ત્રી મોક્ષમાં જાય. (૨) કેવળી આહાર કરે અને (૩) શ્વેતાંબર (વસ્ત્રધારી) મોક્ષમાં જાય.

વાદી કુમુદચંદ્ર તરફના સભ્યો : કેશવ નામના ત્રણ પંડિતો હતા. અને સભાપતિ પક્ષ તરફના **સાગર**, **મહર્ષિ** અને **ઉત્સાહ** એ નામના ત્રણ વિદ્વાનો હતા.

પ્રતિવાદી શ્રી વાદિદેવસુરિ તરફના સભ્યો : કવિ ચક્રવર્તી **શ્રીપાલ** અને **ભાનુ** હતા.

ઉપરના પ્રશ્નો પરનો સામસામો વિવાદ ૧૬ દિવસ પર્યંત ચાલ્યો હતો. અને છેવટે શ્રી વાદિદેવસુરિજીનો વિજય થયો હતો.

આચાર્ય ભગવાન શ્રી વાદિદેવસૂરિએ ચોવીશ પુરૂષોને આચાર્યપદે સ્થાપ્યા હતા. કે જેઓ વિદ્વતા, ચારિત્રમાં એક બીજાની હરિફાઇ કરે તેવા હતા જેમના નામો આ નીચે આપવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧ શ્રી પદ્મપ્રભસૂરિ | ૯ શ્રી વર્દ્ધમાનસૂરિ | ૧૭ શ્રી વજ્રસેનસૂરિ |
| ૨ ,, મહેન્દ્રસૂરિ | ૧૦ ,, ચંદ્રપ્રભસૂરિ | ૧૮ ,, પ્રસન્નચંદ્રસૂરિ |
| ૩ ,, મહેશ્વરસૂરિ | ૧૧ ,, જયપ્રભસૂરિ | ૧૯ ,, કુમુદસૂરિ |
| ૪ ,, રત્નપ્રભસૂરિ | ૧૨ ,, પૂર્ણભદ્રસૂરિ | ૨૦ ,, પદ્મદેવસૂરિ |
| ૫ ,, મનોરમસૂરિ | ૧૩ ,, પરમાનંદસૂરિ | ૨૧ ,, માનદેવસૂરિ |
| ૬ ,, ભદ્રેશ્વરસૂરિ | ૧૪ ,, દેવેન્દ્રસૂરિ | ૨૨ ,, ષેણસૂરિ |
| ૭ ,, માનતુંગસૂરિ | ૧૫ ,, પૂર્ણદેવસૂરિ | ૨૩ ,, હરિષેણસૂરિ |
| ૮ ,, શાન્તિસૂરિ | ૧૬ ,, યશોભદ્રસૂરિ | ૨૪ ,, સોમસૂરિ |

ચરમતીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવથી ૪૪ મી પાટે થનાર આ પ્રભાવિક આચાર્યભગવાન શ્રીમદ્‌વાદિદેવસૂરિના જીવનકાળને જાણવા માટે આપણે તેઓશ્રીના જીવનચરિત્રમાં ટુંકમાં ઉતરવું પડશે. આચાર્ય ભગવાનનો જન્મ વીશાપોરવાડ જ્ઞાતિમાં વિક્રમ સંવત ૧૧૪૩ માં ગુજરાતમાં આવેલા મહાડાહૃત નામના ગામમાં થયો હતો. પિતાનું નામ **વીરનાગ** અને માતાનું નામ **જીનદેવી** હતા. આચાર્ય ભગવાને માત્ર ૯ વર્ષના બાલ્યકાળે એટલે સંવત ૧૧૫૨ માં શ્રી મુનિચંદ્રસૂરીશ્વરજી મહારાજાના વરદ હસ્તે દીક્ષા ગ્રહણ કરી હતી. માતપિતાના ધાર્મિક સંસ્કારો અને પુણ્યાનુબંધી પુણ્યનુંજ એ ફળ હતું. જૈનશાસનમાં અનેક મહાપુરૂષોએ બાલ્યકાળે શ્રીભાગવતીપ્રવ્રજ્યા ગ્રહણ કરીને શાસનને દિપાવ્યું છે અને સ્વપર જીવનને ઉજમાલ કર્યું છે તેમ આ મહાપુરૂષની જીવનકંડિકાઓમાંથી આપણને જાણવા મળે છે. દીક્ષાર્થી થયા પછી તેઓશ્રીનું નામ શ્રી રામચંદ્ર રાખવામાં આવ્યું હતું દીક્ષા ગ્રહણ કર્યા બાદ શ્રી રામચંદ્રજી પોતાનો સમય શાસ્ત્રોના અભ્યાસમાં ગાળવા લાગ્યા અને તેમાંથી ઉત્તરોત્તર આગળ વધી વિદ્વાનોની કક્ષાએ પહોંચ્યા ત્યારે ગુરૂએ પ્રસન્ન થઇને સં. ૧૧૭૪ માં એટલે કે દીક્ષા બાદ ૨૨ વર્ષે સૂરિપદથી વિભૂષિત કરી તેઓશ્રીનું નામ **દેવસૂરિ** રાખ્યું. આ નામના મહત્ત્વમાં પણ ગુઢાર્થ સમાયેલો છે અને તે એકે શ્રી દેવસૂરિજી ખરેખર વિદ્યામાં દેવ સમાન હતા. સં. ૧૧૮૧ ની સાલમાં પાટણની રાજસભામાં દિગંબરાચાર્ય શ્રી કુમુદચંદની સાથે વાદમાં જીતવાથી તેમનું નામ શ્રીવાદિદેવસૂરી જાહેર થયું.

પોતાના વિહાર દરમ્યાન સચોટ અને અસરકારક ઉપદેશ વડે તેઓશ્રીએ ૩૫૦૦૦ ઘરોને જૈની કર્યા અને જુદા જુદા સ્થળોએ એમની સામે વાદમાં ઉતરેલાઓને આ મહાપુરૂષે મહાત કર્યા. જેની સંખ્યા ૮૪ ની હતી.

આ આચાર્ય ભગવાનના સમયમાં શ્રીહેમચંદ્રાચાર્ય હતા એમ ઇતિહાસના પ્રમાણુથી મળી આવે છે.

આચાર્ય ભગવાન **"સકળવાદિ મુગટ" શ્રી વાદિદેવસૂરિ** અનેક જીવો પર ઉપકાર અને શાસનની પ્રભાવના કરતાં થકા સંવત ૧૨૨૬ ના શ્રાવણ વદી ૭ ને ગુરૂવારે કાળધર્મ પામી સ્વર્ગે સિધાવ્યા. ૮૩ વર્ષના આયુષ્યમાંથી ૭૪ વર્ષનો કાળ એમણે મુનિવેશમાં ગાળ્યો જે દરમ્યાન ઠેરઠેર જૈનશાસનની પ્રભાવના કરીને એના વિરોધીઓને વાદમાં શીકસ્ત આપી. આ પ્રભાવિક પુરૂષને આપણે કેમ વિસરી શકીએ?

આચાર્યભગવાન શ્રીમદ્‌વાદિદેવસૂરિના કાળધર્મ બાદ તેઓશ્રીની પાટે ઉત્તરોત્તર નીચેના સમર્થ અને વિદ્વાન આચાર્યો થઈ ગયા છે કે જેઓએ તપ, જપ, સંયમ દ્વારા જગતને ત્યાગધર્મનો મહિમા અને **પ્રભુ મહાવીરદેવે** પ્રરૂપેલ અહિંસાના સિદ્ધાંતની જ્યોત જળહળતી રાખી છે.

| | |
|---|---|
| ૪૫ શ્રી પદ્મપ્રભસૂરિ | ૫૦ શ્રી હેમતિલકસૂરિ |
| ૪૬ ,, પ્રસન્નચંદ્રસૂરિ | ૫૧ ,, રત્નશેખરસૂરિ |
| ૪૭ ,, ગુણસમુદ્રસૂરિ | ૫૨ ,, હેમચંદ્રસૂરિ |
| ૪૮ ,, જયશેખરસૂરિ | ૫૩ ,, પૂર્ણચંદ્રસૂરિ |
| **૪૯ ,, વજ્રસેનસૂરિ** | **૫૪ ,, હેમહંસસૂરિ** |

૫૫ ,, લક્ષ્મીનિવાસસુરિ ૫૬ ,, પુણ્યરત્નસૂરિ

૫૭ શ્રી સાધુરત્નસૂરિ

આમ તેઓશ્રીની પાટે એક પછી એક પ્રભાવશાળી, ક્રિયોદ્ધારક અને ચારિત્રચૂડામણિ આચાર્યો થઈ ગયા. એમના સમય દરમ્યાન શાસન હિતના અનેક કાર્યો થયા છે પણ એની બહુ જાણ સમાજને નથી

પરંતુ શ્રી સાધુરત્નસૂરિની પાટે વિભૂષિત થનાર અનંત શક્તિના ધણી-શાંત, દાંત, મહંત અનેકગુણગણાલંકૃત, ચારિત્રચુડામણિ આચાર્યભગવાન શ્રી ૧૦૦૮ **શ્રી પાર્શ્વ-ચંદ્રસૂરીશ્વરજી** મહારાજાનું નામ લેતાં જેમ સૂર્યને દેખી કમળ વિકાસને પામે, મેઘને જોઇ કૃષિકાર હર્ષને પામે અને ધન દોલત પ્રાપ્ત થતાં નિર્ધનને આનંદ થાય તેમ આપણા હૈયા પ્રફુલ્લિત અને ગર્વથી ભરપુર બને એ સ્વાભાવિક છે. આ જગતમાં અનેક જીવો આવે છે અને ચાલ્યા જાય છે. કાળનું ચક્ર નિરંતર વહ્યાજ કરે છે. એના મુખમાં માનવદેહ જીવનકાળ પુરો થતાં યાહોમ ઝુકાવે છે, એમાંથી બહુજ થોડાનાં નામો આપણે યાદ કરીએ છીએ. એમને સાક્ષાત્કાર માની પૂજીએ છીએ.

**શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજાના સમયથી **શ્રી-મન્નાગપુરીયતપાગચ્છ ઉર્ફે તેઓશ્રીના નામ સાથે સંકળાયેલ શ્રી 'પાયચંદ ગચ્છ'ને ઓળખીએ છીએ.** આ મહાન પુરૂષના સમયમાં આ ગચ્છ ખૂબખૂબ પ્રકાશમાં આવ્યો છે અને ત્યારથીજ તે **શ્રીપાર્શ્વચંદ્રસૂરીગચ્છ** યાને **પાયચંદ ગચ્છથી સુપ્રસિદ્ધ છે.**

શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા એવું કેવું જીવન જીવ્યા કે આપણે આજે એમના કાળધર્મ પામવાને ચાર ચાર સદીઓ પસાર થવા છતાં યાદ કરીએ છીએ, પૂજીએ છીએ? એ વિચારવું અને હૃદયમાં ઉતારવું જોઈએ. જીવન પણ એક સમસ્યા છે. સાચી રીતે જીવન વ્યતિત કરવું એ કષ્ટસાધ્ય વસ્તુ છે. જીવન એક અણમોલ સાધના છે. અનન્ત સાધકો એની સિદ્ધિ માટે આવે છે. તેમાંથી કેટલાક એની સાચી આરાધના, કેટલાક વિરાધના તો બીજા ઉપેક્ષા કરીને આ દેહથી ચાલ્યા જાય છે. સાચું જીવન તો વિરતિમાં રહેલું છે. કે જે માટે અનંત જ્ઞાનના ધણી–ત્રિલોકનાથ શ્રી તીર્થંકર ભગવંતોએ ઉપદેશ આપ્યો છે. જે જે પુરૂષોએ એ ઉપદેશામૃતનાં પાન કર્યાં છે–એનો રસ જીવનમાં ઉતાર્યો છે તે આ ભવસિંધુને તરી ગયા છે અને અનેકને તારી ગયા છે. એમાંના એક **આપણા ગચ્છના મુગટમણિ સમા શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વર ભગવાનનું જીવનચરિત્ર** આપણને હરહંમેશા પ્રેરણા આપનારૂં નીવડે એ અર્થે ઉતારવામાં આવે છે. જેને ચિત્ત દઈ વાંચી જવાથી પણ અનેક આત્માઓનાં હૃદય ઉજ્જમાલ થશે.

## યુગપ્રધાન શ્રીપાર્શ્વચંદ્રસૂરિ ચરિત્ર.

ચોહાણ રાજા હમીરસિંહે સ્વપરાક્રમથી વસાવેલ હમીરપુરમાં **વીશા પોરવાડ જ્ઞાતિમાં** કુળદીપક **નરોતમ શાહ**ના સુપુત્ર **વેલગશાહ** નામના શ્રાવકના ગુણોથી સુસજ્જ ક્રિયાપાત્ર અને **જીવનને ધર્મમાર્ગે** લઈ જનાર સુશ્રાવક

## શ્રીમન્નાગપુરીયતપાગચ્છાધિરાજ શાસ્ત્રવિશારદ બાલ-બ્રહ્મચારી યુગપ્રધાન શ્રી ૧૦૦૮ શ્રીમત્ પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા.



| | |
|---|---|
| જન્મ સં. ૧૫૩૭ | જન્મ સ્થાન હમીરપુર |
| દીક્ષા સં. ૧૫૪૬ | આચાર્યપદ સં. ૧૫૬૫ |
| ઉપાધ્યાય પદ સં. ૧૫૫૪ | યુગપ્રધાનપદ સં. ૧૫૯૯ |
| ક્રિયોદ્ધાર ૧૫૬૪ | સ્વર્ગવાસ સં. ૧૬૧૨ |

જે મહાનવિભૂતિના પ્રેરક જીવનકાર્યો માટે તેઓશ્રીનું જીવનચરિત્ર મનનપૂર્વક વાંચી જવા જૈન જનતાને વિનંતિ છે.

હતા. તેમના પત્નીનું નામ હતું **વિમળાદેવી**. આ દંપતી ઉભય ટંક આવશ્યક પ્રતિક્રમણ, પૂજા–પ્રભુના ગુણાનુરાગ અને રિદ્ધિસિદ્ધિના પ્રમાણમાં દાનાદિ આત્મકલ્યાણકારી પ્રવૃત્તિમાં હરહંમેશા રચ્યાપચ્યા રહેતા. વિમળાદેવી હંમેશાં પતિના ઉત્તમ વિચારોમાં સાનુકુળ થનારી આદર્શધર્મ-ચારિણી હતા. કેટલોક કાળ વ્યતિત થયા બાદ વિમળાદેવીને ગર્ભ રહ્યો કે જે પ્રભાવિક ગર્ભના પ્રભાવથી વિમળાદેવીનું મન હંમેશાં દેવદર્શન, પૂજન, પ્રભાવના, તીર્થવંદન, ગુરૂ-ભક્તિ આદિ ધર્મકાર્યો તરફ સવિશેષ દોરાવા લાગ્યું. જ્યારે ગર્ભનો જીવ મહાપુરૂષ થવાની આગાહી આપે છે ત્યારે તેની માતાને એવાજ ઉત્તમ વિચારો સ્વયં પ્રગટે છે. વિમળાદેવીને આ ગર્ભ રહેતાં પહેલા થોડાજ સમયે એક એવું સ્વપ્ન આવ્યું કે જાણે પૂર્ણિમાનો ચંદ્ર વિકસતો તેણીના વદનકમળને દેદીપ્યમાન કરે છે. વિમળાદેવીએ સ્વપ્નની વાત પોતાના પતિ વેલગશાહ પાસે રજુ કરી અને વેલગશાહે પોતાની બુદ્ધિ અને મેળવેલ જ્ઞાન વડે કહ્યું કે "આજથી ૨૮૦ દિવસે આપણને એક પુત્રરત્ન સાંપડશે. તે કોઈ સામાન્ય નહિ પણ જગતના જીવોનું કલ્યાણ કરનાર મહાપુરૂષ થશે, જૈન ધર્મની જયપતાકા ચોમેર ફરકાવશે અને જગતમાં પોતાના કુળને અજવાળશે." એથી વેલગશાહે પુત્રનું નામ **પારસચંદ** રાખવાનો મનસુબો જાહેર કર્યો.

વીર પરમાત્માના ત્રિકાલાબાધિતશાસનની ગર્ભકાળ દરમ્યાન આ ધર્મદંપતી ઉત્તમ પ્રકારની આરાધના કરે છે અને જીવનની સાર્થકતા માને છે. જેમની ઉત્સાહભરી વિશુદ્ધ

પ્રવૃત્તિ ધાર્મિક જનતાના અંતરમાં આશીર્વાદના અમીઝરણાં ભરે છે—જેમનો ધર્મરાગ જોઇ જનતા ભક્તિભર્યા હૈડે અનુમોદના કરે છે અને ભવોભવ આ શાસન મળો એવી મનોભાવના ભાવતાં રહે છે. શાસનસેવા સિવાય આત્મોન્નતિ સાધક દિવ્યપંથ જગતમાં બીજો કોઇ નથી એવી માન્યતા જેમના રોમેરોમમાં પરિણમેલી છે તેવા આ ધર્મદંપતિના સ્વપ્નની અને સ્વપ્ન અંગે ભાખેલા ભવિષ્યની સત્યતા સાબિત થવાની ઘડી આવી પહોંચી.

અને જે દિવસ કેટલાક જૈન જ્યોતિર્ધરો અને અવતારી મહાપુરૂષોના જન્મદિન તરિકે સુવિખ્યાત છે તેજ **સંવત ૧૫૩૭ના ચૈત્ર સુદ ૯ શુક્રવારની રળીયામણી રાત્રે શુભ મુહૂર્ત વિમળાદેવીએ પુત્રરત્નને જન્મ આપ્યો.**

પુત્રના જન્મથી ઉલ્લાસ પામીને વેલગશાહે અનેક પ્રકારના દાનો કરવા વડે સાધુ મુનિરાજોને આવશ્યક વસ્તુઓ વહોરાવવા સાથે સાધર્મિકો અને અતિથિઓની ઉત્તમ પ્રકારે ભક્તિ કરી. વાજીંત્રો મીઠા સૂરો ગજવતા હતા—સુમંગળ દિવસ હોઈ સાકરની પ્રભાવનાદિ હર્ષવૃદ્ધિ કરનારા તેમજ ધર્મને પ્રાધાન્યપણું આપનારા અનેકવિધ કાર્યો વધુ પ્રગતિ ગતિથી થવા લાગ્યા. શ્રી જિનમંદિરમાં અઠ્ઠાઇ મહોત્સવ ઉજવાયો. આમ પુત્રજન્મની વધાઈમાં પુણ્ય ઉપાર્જન કર્યું. આખરે મનુષ્યના જીવનના લેખો લખવાનો વિધાતાનો નિર્માણ કરેલ ' છઠ્ઠીના લેખો 'નો દિન—છઠ્ઠો દિવસ થયો ને પોતે કરેલા મનસુબા મુજબ પુત્રનું નામ **પાસચંદ (પાર્શ્વચંદ્ર)** કુમાર રાખવામાં આવ્યું. જેમ બીજનો ચંદ્ર

 

પ્રતિદિન વૃદ્ધિને પામે, જેમ મેઘની મહેર થતાં જમીનમાંથી તરૂઓ વિકાસ પામે, જેમ ભરતી આવતાં દરિયો પ્રફુલ્લિત બની હેલે ચઢે તેમ **પાસચંદ કુમાર** દિન પ્રતિદિન વધવા લાગ્યા. મુખની અને દેહની કાંતિ પણ એવીજ હતી કે જાણે પુનમનો ચંદ્ર. કહેવત છે કે પુત્રના લક્ષણ પારણામાંથી તેમ આ **પાસચંદ કુમાર**નું બાલ્યજીવન પણ એટલુંજ નિર્દોષ અને મહાપુરૂષના ભાવીનું સુચક હતું. મહાપુરૂષોના માતપિતાદિ પણ એવાજ કુળ સંસ્કારી અને વિશિષ્ટ પ્રકારે જીવનનો સમય સ્વપરકલ્યાણ માર્ગમાં પસાર કરનારા હોય છે. દુન્યવી મહાપુરૂષો ગણાય છે તેમના તરફ દ્રષ્ટિપાત કરતાં આપણને એજ વસ્તુનો અનુભવ થયા વિના કદી રહેતો નથી.

આજે આપણે જોઈએ છીએ કે જૈન સમાજમાં વર્તમાન વાતાવરણની હવાએ કેવી અસર નીપજાવી છે કે ઉત્તમ કુળ, જૈનધર્મ અને ઉમદા વાતાવરણમાં જન્મવા છતાં પણ સંસ્કારોના અભાવે કેટલાક જૈનો ઉન્માદી—ઉત્સૂત્રભાષી અને ધર્મ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ દાખવનારા જોવામાં આવે છે. આ બધાનું કારણ માતપિતાદિના સંસ્કારસિંચનના અભાવનું છે. કુમળા ઝાડને જેમ વાળીએ તેમ વળે છે તેવીજ રીતે બાળકને જેવા સંસ્કારો ગૃહેથી મળે છે તે મોટે ભાગે તેના જીવનમાં સ્થગીત રહે છે. કોઈ વૃક્ષને ખીલવવું હોય તો ઉત્તમ પ્રકારના બીજ નાંખવા જોઈએ. થોર વાવીને બોરડીની આશા કઈ રીતે કરી શકીએ? તેવીજ રીતે બાળકોમાં સંસ્કારો કેવા રેડવા તેની ચિંતા જૈનસમાજે રાખવીજ રહી. તેમ નહિં થાય તો આ યુગમાં જેમ પુત્ર પિતાની, પુત્રી માતાની અને

સ્વજનો વડિલોની અને વડિલો ગુરૂની આજ્ઞાને ઘોળીને પી જનારા નીકળે છે તેમ ભવિષ્યમાં વધુ ઉન્માદી નીવડે તેમાં શું નવાઈ? જૈનશાસનમાં થઇ ગયેલા જ્યોતિર્ધરો અને મહાપુરૂષોના માતપિતાઓના જીવનમાંથી આપણે ધારીએ તો ઘણું મેળવી શકીએ તેમ છીએ. એમ થાય તો "આજના છોકરાજ એવા છે–જમાનાનો પવન છે" વગેરે કહેવાનો સમય ન આવે. જૈન માતપિતાઓને આવી બાબતમાં ઉપદેશ દેવાનો હોય કે? નહિંજ. પરંતુ આજે કેટલાક વડિલોની રહેણી–કરણી એવી જોવામાં આવે છે કે પુત્રને દોષ દેવા કરતાં પુત્રના ભાવીની જવાબદારી અદા નહીં કરનારા માતાપિતાનેજ દોષીત લેખીએ. માતા આજે પુત્રને હાલરડું ગાતાં 'પાટલે બેસી નાચો' વિગેરે ગાતાં સાંભળીએ છીએ–'બાવો આવ્યો' એવી ધમકી રડતાં શાંત રાખવા કે પોતાના કોઈ કાર્યમાં બાળક મસ્તી કરતા અટકે એટલા ખાતર આપીએ છીએ. આ બધાનું પરિણામ આજની પ્રજાની નિર્બળતામાં આવ્યું છે. જૈન માતાઓએ તો સતીઓના જીવનચરિત્રો–શ્રીતીર્થંકરદેવોએ પોતાના પુત્ર માટે ચિંતવેલા સંસ્કારોને હૃદયમાં ઓતપ્રોત કરી તેના હાલરડા ગાવા જોઇએ કે જેથી બાળક તેજસ્વી અને સંસ્કારી થાય પછી કોઈ પૂર્વના પાપોદયે ધર્મવિરોધી બને તો તે જુદી વાત છે.

આથીજ વેલગશાહ અને વિમળાદેવીરૂપી સોનું ને સુગંધની જોડલીએ પોતાના બાળકમાં ઉચ્ચ પ્રકારના સંસ્કારો રેડવાની અહર્નિશ ચિંતા સેવી હતી અને ગર્ભકાળ અને જન્મ પછી

શ્રીમન્નાગપુરીયતપાગચ્છગગનદિનમણિ યુગપ્રધાન
શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજીના મહિમાનો અને ધર્મનો:
વિજય ડંકો વગાડનાર



બાવન વીરમાંના વીર ઉપાસકના તાત્કાલિક
વાંછિત પૂરનાર ભક્ત ભૈરવદેવ.

અમદાવાદ-શામળાની પોળના ઉપાશ્રયમાં દાદાની દેરીમાં

પણ એવાજ ઉલ્લાસ આપનારા કાર્યો કરવા ચાલુ રાખ્યા હતા.

બીજના ચંદ્રમાની પેઠે વૃદ્ધિ પામતા **પાસચંદ કુમારનો** બાલ્યકાળ પણ એવો સુરમ્ય હતો કે તેને જોનારને એમ લાગ્યા વિના ન રહે કે આ બાળક આગળ જતાં મહાન થશે. જેમ માટીમાંથી સુવર્ણને કાઢીને ઓપ આપતાં ચળકાટ આવે છે, જેમ વાદવિવાદમાં પંડિતોની પંડિતાઇની પીછાન થાય છે, જેમ શીશીમાં પુરેલ કસ્તુરી બુચ ખોલતાંજ તેની મનોહર સુગંધીનો અનુભવ થાય છે તેમ વડિલોના સંસ્કારોથી ઘડાયેલા બાળકો મોટી ઉમ્મરે દીપી નીકળે છે. અસાધારણ બુદ્ધિવાળા આત્માઓ પૂર્વના પુણ્યોદયે વિદ્યાબળ અને આત્મબળનો સંચાર થયેલ હોઇ નાની ઉમ્મરે મોટા અનુભવી જેવી વાતો કરે છે.

પાંચ વર્ષની વય થતાં માતાપિતા **પાસચંદ કુમારને** સુગુરૂના હાથમાં સુપ્રત કરે છે. અને જેમ બાહોશ માળીના હાથમાં રહેલ બગીચો ફાલે કુલે છે તેમ **કુમાર પાસચંદ** નાની ઉંમરમાંજ પોતામાં રહેલ અગમ્ય ક્ષયોપસમને ફેરવે છે અને યોગ્ય ગુરૂના સહયોગથી શિક્ષણમાં આગળ વધે છે. મહાપુરૂષો બાલ્યકાળથીજ વિદ્યામાં ચકોર હોય છે. શ્રી વાદિદેવસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી ઉમાસ્વાતી મહારાજ વગેરે મહાજ્ઞાની પુરૂષોના જીવનચરિત્રો અને તેમાંય બાલ્યકાળ તપાસવાથી એ વાતની ખાત્રી થશે.

બાલક **કુમાર પાસચંદ**ના ભાવી સંસારની ચિંતા કરતાં માતપિતા તેને માટે ઉત્તમ કુળની–શીળવતી, ગુણ–રૂપ સંપન્ન કન્યાની શોધ કરવાનો નિશ્ચય કરે છે. પરંતુ બીજી બાજુ

પુત્રની જન્મકુંડલી તરફ નજર કરે છે તો તેમાં સફળતા મળશે કે કેમ એનો પણ વિચાર કરે છે, કારણ બાળકના જન્માક્ષરો બતાવતી જન્મકુંડળીમાં તો બાલ્યકાળેજ દીક્ષા કળાનિધિયોગ અને અંશાવતારના યોગો પડેલા હતા. આમ છતાં પુત્ર પ્રત્યેના વ્હાલ અને મમતાને કારણે વેલગશાહ અને વિમળાદેવી ઉત્તમ કુળવધુની તપાસતાં વિચાર કરે છે. પરંતુ ભવિતવ્યતાના યોગે મહદ્ઉપકારી ગુરૂરાજ શ્રી **સાધુરત્નસૂરિજી**નું હમીરપુરમાં આગમન થાય છે. શ્રી સંઘ ધામધુમપૂર્વક સામૈયું કરી પૂ. **સાધુરત્નસૂરિજી**ને શહેરના ઉપાશ્રયમાં લાવે છે. ગુરૂજીના ઉપદેશામૃતનો હમીરપુરની જનતા લાભ લે છે ત્યારે જે બાળકના જન્મ અને પૂર્વભવના સંસ્કાર ઉત્તમ હોય. જેનું ચિત્ત ધર્મમાં પરોવાયેલું હોય તે આવા સુગુરૂથી અલગ કેમ રહી શકે? **કુમાર પાસચંદ** પણ ગુરૂની પાસે આવવા લાગ્યા. ગુરૂના પરિચયથી તેમની સ્થિર રહેલી શક્તિઓ ખીલી ઉઠી અને તેઓ ગુરૂને પણ કેટલીકવાર પ્રશ્નો પૂછવા લાગ્યા. ગુરૂને લાગ્યું કે આવો વિચક્ષણ બુદ્ધિવાળો શિષ્ય મળી જાય તો કેવું સારૂં? તેવોજ પડઘો **કુમાર પાસચંદ**ના હૃદયમાં પડયો હતો કે જો આવા ગુરૂદેવની હંમેશ માટે સેવા મળી જાય તો ભવસાગર કેમ ન તરી જાઉં? જેમ સુગુરૂઓ ઉત્તમ શિષ્યોને શોધતા હોય છે તેમ યોગ્ય શિષ્યો પણ ઉત્તમ ગુરૂના યોગની રાહ જોતા હોય છે. જ્યારે બન્નેનો સુમેળ ભાગ્યયોગે થાય છે ત્યારે મનના મનોરથો ફળે છે. અને જે માતાપિતા વર્ષોથી જૈનશાસનની સેવા કરી આત્મકલ્યાણ અર્થે ઉત્તમ કોટીની આરાધના કરવા

માટેની એક એક તક ઝડપી લેવા હંમેશા તૈયાર હોય છે તે આ અસાર સંસારને જોઇને સન્માર્ગે જતાં પુત્રને શા માટે રોકે? **કુમાર પાસચંદ**ના માતપિતાને તો તેમના જન્મની સાથેજ ખાત્રી હતી કે આ પુત્ર જગતવંદ્ય થશે અને તેમ થવાનો રાહ કોઈ દુન્યવી લક્ષ્મી કે માયા મમત્વનો નહોતો પણ એ રાહ હતો અનેક મુમુક્ષુ આત્માઓને મુક્તિ મેળાવી આપનારો–ત્યાગનો.

**કુમાર પાસચંદની** ઈચ્છા જોઇ માતાપિતા પણ વ્હાલથી પુત્રની માગણીને મંજુર રાખે છે અને જૈનશાસ્ત્રકારોના કથનમાં કહીએ તો સાચા હિતસ્વી માત-પિતા તરિકેની ફરજ બજાવે છે. પરંતુ વર્તમાન જગતમાં આપણે કેટલાયે કીસ્સાઓમાં આથી ઉલ્ટોજ વર્તાવ જોઇએ છીએ. આજે દીક્ષા લેવા તત્પર થનાર ઘણા પુત્રોને માતપિતાને જાણ થતાં રોકવામાં આવે છે. દીક્ષા એ કેમ જાણે કોઇ અનિચ્છનીય કે ભયંકર વસ્તુ ન હોય એમ દુન્યાની દ્રષ્ટિએ દેખાડવામાં આવે છે, ઉંમર લાયક પુત્ર-પુત્રીઓ શાસ્ત્રોક્તરીતે દીક્ષા ગ્રહણ કરે ત્યારે માતા-પિતાને એવા કુળને દીપાવનાર રત્નો માટે હંમેશાં હર્ષજ થવો જોઇએ. આ સ્થળે અયોગ્ય દીક્ષાનો બચાવ કરવાનો જરાપણ હેતુ નથી. એ વાત બરાબર છે કે કેટલીયે વાર પાત્ર–સ્થિતિ–સંજોગોનો વિચાર કર્યા વિના કે યોગ્ય પરીક્ષા વિના દીક્ષા આપવાથી ખોટું ઘર્ષણ ઉભું થાય છે પરંતુ બીજી બાજુ યોગ્ય દીક્ષાઓ અંગે પણ સગાસ્નેહીઓ ને કુટુંબી-જનોની ધમાલ જોવામાં આવે છે. ધર્મને તેના સાચા સ્વરૂપમાં

ઓળખ્યો નથી એનુંજ પરીણામ છે. જે દિવસે જૈન માતપિતા **શ્રી** જિનેશ્વરદેવો કથિત માર્ગને સમજશે ને સમજીને હૃદયમાં ઉતારશે તે દિવસે આજના જેવું વિષમ ને ડોળાયેલું વાતાવરણ નહિ હોય. દરેક માતપિતાએ વેલગશાહ ને વિમળાદેવીની ભાવનામાંથી પ્રેરણા લેવી જોઇએ.

**કુમાર પાસચંદની** દીક્ષાનો સમય નક્કી થયો તે પૂર્વે અઠ્ઠાઈ મહોત્સવાદિ ધાર્મિક ક્રિયાની ધામધુમ વેલગશાહને આંગણે શરૂ થઇ. ગરિબોને દાન, સાધર્મિક બંધુઓની ભક્તિ, ગુરૂપૂજન, મંગળ ગીતો ઉપરાંત સારાયે હમીરપુરમાં માંગલિક પ્રસંગને અનુરૂપ શોભા ને નગર રચના થઈ. ઘેર ઘેર આનંદની છોળો ઉછળવા લાગી. જ્યાં જૈન શાસનની પ્રભાવના થતી હોય ત્યાં આવી જાતનું વાતાવરણ હોય એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી.

આખરે ત્યાગ માર્ગના પંથી **કુમાર પાસચંદની** દીક્ષાનો દિવસ તે સંવત ૧૫૪૬ ના વૈશાખ સુદ ૩ નો શુભ દિન આવી પહોંચ્યો. અને વાજતે ગાજતે મુલ્યવાન પાલખીમાં બેસી **પાસચંદ કુમાર** સંસારની માયાનો અંચળો ફગાવી ત્યાગ માર્ગના મુસાફર બન્યા અને શ્રી ચતુર્વિધ સંઘ શહેર બહાર આવેલ બગીચામાં રહેલા અશોકવૃક્ષની શીતળ છાંયા નીચે આવી પહોંચ્યો.

ગુરૂદેવ **શ્રી સાધુરત્નસુરીજીએ** વિશાળ સમુદાયની હાજરીમાં જૈન શાસ્રોક્ત વિધિ અનુસાર દીક્ષા આપી **કુમાર પાસચંદનું** મુળનામ કાયમ કરી **મુનિ પાર્શ્વચંદ્રજી** રાખ્યું

આ પ્રસંગે જનતામાં જે આનંદમંગળ પ્રવર્તી રહ્યો હતો અને ધર્મની જે પ્રભાવના થઈ તેનું વર્ણન શબ્દોમાં શું આપી શકાય? આ દીક્ષાનો દિવસ અક્ષય તૃતીયાના મહિમાથી વિભૂષિત થયેલો છે. **ભગવાન શ્રી રૂષભદેવસ્વામીને** તપશ્ચર્યા પુરી થતાં **શ્રી શ્રેયાંસકુમાર** ઇક્ષુનો રસ આ દિવસે વહોરાવે છે. આજે પણ પાલીતાણામાં એ તપશ્ચર્યા કરનારા મહાનુભાવો વૈશાખ સુદ ૩ ના રોજ પોતાનું વ્રત શેલડીનો રસ પીને પુરૂં કરે છે.

દીક્ષાને અંતે **મુનિશ્રીપાર્શ્વચંદ્રજી**ના સંસારી માતપિતા બ્રાહ્મણો, ભોજકો તેમજ યાચકોને સારા પ્રમાણમાં દક્ષિણા આપે છે. દીક્ષાના દિવસે ગુરૂ અને શિષ્ય બહાર રહે છે અને બીજે દિવસે સામૈયાપૂર્વક શહેરના ઉપાશ્રયે લાવવામાં આવે છે.

**મુનિરાજશ્રીપાર્શ્વચંદ્રજી**એ તો ગુરૂજી પાસે શાસ્ત્રોનો અભ્યાસ શરૂ કર્યો. પરશાસ્ત્ર સંબંધીની ચર્ચાવાદનાં શાસ્ત્રો, વૈયાકરણ, કાવ્ય સાહિત્ય, નાટક, ચંપૂ. સંગીત, રસાલંકાર, તર્ક, યોગ, સ્વમતમંડન, પરમતખંડન, આગમો, શ્રુતિ-સ્મૃતિઓ, ગણિત, પ્રકરણ, વિગેરે અનેક ગંભીર રહસ્યવાળા ગ્રંથોનો અભ્યાસ શરૂ કર્યો. આ ઉપરાંત કાવ્ય, ચિત્ર–પ્રબંધ, રાગ–રાગણીઓનું જ્ઞાન, કવિતામાં પદલાલિત્યતા, અર્થગંભીરતા અને અદોષતા લાવવાનું જ્ઞાન, વૈદ્યક, સંસ્કૃત, માગધી, પ્રાકૃત વિ. ભાષાઓનો ઉચ્ચ અભ્યાસ ટુંક સમયમાં કરી એક ધુરંધર વિદ્વાન આચાર્યના પદને શોભાવે એવા સ્થાને ચઢ્યા. **મુનિશ્રીપાર્શ્વચંદ્રજીની** વિચક્ષણબુદ્ધિથી ગુરૂ પ્રસન્ન થયા અને ઠેર ઠેર એમના જ્ઞાનની પ્રસંશા થવા લાગી,

સરસ્વતીપ્રસાદનું બિરૂદ પ્રાપ્ત કરવામાં, મતવાદીઓના વાદનું ખંડન કરવામાં, દૈવીચમત્કારો દેખાડવામાં અને જિનાજ્ઞા મુજબ આત્મકલ્યાણના રાહની શોધ કરી તેને જીવનમાં ઉતારવામાં તેમનું ચિત્ત સદાય પરોવાયેલું રહેતું.

અફસોસની વાત છે કે આવા મહાપુરૂષોની ઝળકતી કારકિર્દિનું પાનું જૈન સમાજથી મોટેભાગે બીડાયેલુંજ રહ્યું છે. આ મહાપુરૂષ જ્યારે દલીલસર—વાદ કરનાર પ્રત્યે પણ માનપૂર્વક ચર્ચાઓ ચલાવતા અને વિજય મેળવતા ત્યારે આજે આપણા સમાજને તિથિચર્ચાએ કેટલો છીન્નભીન્ન કરી નાંખ્યો છે? તિથિચર્ચાએ આજ એ સ્વરૂપ ધારણ કર્યું છે કે જો એનો ઉપશમ નહિ થાય તો એ કેટલી હદે પરસ્પર તિરસ્કાર વરસાવવા તરફ વળશે. કે વધુ અંગત સ્વરૂપ ધારણ કર્યું છે તે જોતાં આપણને ખરેખર ખેદ ઉપજે એમ છે. છતાં જ્યાં એ રણાંધપણું પ્રત્યક્ષ બેઠું હોય ત્યાં સત્ય સમજાવે કોણ? મુનિરાજ **શ્રીપાર્શ્વચંદ્રજી**એ વિવાદો કરી પ્રતિપક્ષીઓને વિજય કબુલ કરાવ્યો તે કયાં અને આજનો સ્વમતે કલ્પી લીધેલો પ્રતિપક્ષનો પરાજય અને જાતીય વિજયની વાત કયાં?

આમ શાસ્ત્રોનું ઉચ્ચજ્ઞાન મેળવી, ઉત્તમશક્તિ કેળવીને **મુનિરાજ શ્રી પાર્શ્વચંદ્રજી**એ ગુરૂની પ્રસન્નતા અને ઠેરઠેરથી તેઓશ્રીની વિદ્વતાથી આકર્ષાયેલા શ્રીસંઘોની વિનંતિઓ થઇ. સં. ૧૫૪૬ થી ૧૫૫૪ લગીના આઠ વર્ષના ટુંકા સમય દરમ્યાન **શ્રી પાર્શ્વચંદ્રગણી**એ વિદ્યાકળામાં મેળવેલી

અનહદ નિપૂણતા, જનસમાજના હૃદયમાં પ્રાપ્ત કરેલું સ્થાન અને વિશ્વભરમાં અગાધ જ્ઞાનના યોગે મેળવેલ ખ્યાતિના પરિણામે અને લોકલાગણી–ગુરૂની પ્રસન્નતા અને શિષ્યની યોગ્યતાએ **ઉપાધ્યાયપદ** અર્પણ કરવાના લ્હાવાનો કળશ નાગોરના શ્રીસંઘ પર ઢોળાયો. આથી સકળ સંઘમાં આનંદ પ્રવર્તી રહ્યો. આજની આપણી સ્થિતિ જોઇએ છીએ ત્યારે યોગ્યાયોગ્યતા તપાસ્યા વિના પદવીઓ ધારણ કરનારના મોહના કારણે અપાય છે. તે માટે આપણને બહુજ ખેદ થાય છે. **યોગ્યનું યોગ્ય સન્માન થવું જોઇએ. પણ એ યોગ્યતા માપવાનું કામ તો સંઘનું છે.**

પૂ૦ **શ્રી પાર્શ્વચંદ્રજીને** ઉપાધ્યાયપદ આપવાનું હોઈ શેઠ સજવાણી ગોત્રના સહસમલજી વિગેરે ભાવિક ભક્તોએ અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કર્યો. દેશદેશાવરના શ્રીસંઘોને આ શુભ અવસર પર નાગોર પધારવાની વિનંતિ કરતી નિમંત્રણ–પત્રિકાઓ હલકારાઓ દ્વારા મોકલામાં આવી. સારાયે શહેરમાં અમારીઘોષ વગડાવ્યો, જિનમંદિરોમાં રોજ પૂજાઓ ભણાવા લાગી, સ્વામીવાત્સલ્યાદિ કાર્યો અનેરા હર્ષ વચ્ચે શરૂ થયા. આમંત્રણપત્રિકાઓ પહોંચતાં સ્થળે સ્થળેથી શ્રી સંઘના અગ્રેસરો આવી પહોંચ્યા. દેવગુરૂની ભક્તિનો રંગ ખૂબ ખીલી ઉઠયો. ચોમેર આનંદનુંજ વાતાવરણ જામેલું હતું. શુભ મુહૂર્તે, ક્રિયા–વિધિપૂર્વક પૂ૦ **શ્રી પાર્શ્વચંદ્રજીને** સંવત ૧૫૫૪માં ઉપાધ્યાયપદથી વિભૂષિત કરવામાં આવ્યા અને એ વખતે પધારેલા હજારો ભાઇ બ્હેનો તેમજ નાગોર-

વાસીઓમાં ઉત્સાહ ને આનંદના જે ઉભરાઓ આવ્યા તેનું વર્ણન શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**પૂ૦ પા૦ મુનિરાજશ્રીપાર્શ્વચંદ્રજી ઉપાધ્યાય** પદવીથી વિભૂષિત થયા બાદ જ્ઞાનતત્ત્વના સંશોધનમાંજ હૃદયને ઓતપ્રોત કરે છે. શ્રી ઉપાધ્યાયજી મહારાજો ચોથા પરમેષ્ઠીપદે પ્રતિષ્ઠીત છે. એ પરમર્ષિઓ શ્રી આચારાંગ આદિ બારેય અંગસૂત્રોના સ્વાધ્યાયના પારગામી અને તેના અર્થોના ધારક હોવા સાથે તે સૂત્ર અને અર્થ ઉભયનો વિસ્તાર કરનારા હોય છે. **ઉપાધ્યાય ભગવાન શ્રી પાર્શ્વચંદ્રજી ગણિવરમાં** એ ત્રિવેણીસંગમનો યોગ હતો. સમ્યક્ત્વની આ જાતની સુંદર પ્રકારની નિર્મળતાથી આ મહાપુરૂષ જગતભરમાં પંકાયા છે. આવા મહાપુરૂષો અજ્ઞાનરૂપ વ્યાધિથી પીડાતા આત્માઓ માટે ધન્વન્તરી વૈદ્યની ગરજ સારે છે. કારણ જગતમાંથી અજ્ઞાનરૂપ રોગને દેશવટો આપવામાં તેઓ સમ્યગ્જ્ઞાનરૂપી ઔષધીનોજ ઉપચાર કરનારા હોય છે. આ મહાપુરૂષે શ્રુતજ્ઞાનનો ઉપયોગ એટલી સુંદર રીતિયે કર્યો કે જે કળાના યોગે શ્રુતમાં આવતા બાવન અક્ષરોને બાવનાચંદન બનાવી-તેના વડે જનતાના પાપરૂપી તાપોને વિદાર્યા છે. આવા ઉચ્ચ કોટિના વર્તન દ્વારા સ્વપરના જીવનનું શ્રેયસાધનારા આત્માઓની ઉપાસના કરવાનું સદ્‌ભાગ્ય જેમને સુયોગે સાંપડયું છે. તેઓ ખરેજ આસનસિદ્ધિક છે એમ કહેવામાં જરાપણ ખોટું નથી!

આમ અનેક મુમુક્ષુઓને સન્માર્ગે દોરી રહેલા **ઉપાધ્યાયપ્રવર શ્રીપાર્શ્વચંદ્રજી** બારકોટ-મેવાડ વિગેરે પ્રદેશોના

ભવ્યજીવોને પ્રતિબોધતાં વિહારને આગળ લંબાવે છે. ઠેરઠેર એ મહાપુરૂષના મુખેથી ઝરતી સિદ્ધાંતિક વચનોની સરિતામાં અનેક જીવો પાવન થતા રહ્યા. અને થાય એ સ્વાભાવિક છે કારણ ગમે તેવો પાપાત્મા પણ પુણ્યોદયે સદ્‌ગુરૂનો યોગ પામીને પાપભીરૂ બને, તો ધર્મનો અધિકારી બનવા ભાગ્યશાળી થાય છે. અનેક જીવોએ પાપનો ત્યાગ કરી પ્રભુપ્રણીત ધર્મનો સ્વીકાર કરવા માટે આ મહાપુરૂષ પાસે તત્પરતા બતાવી હતી. આ શાસનમાં એવા અનેક દ્રષ્ટાંતો છે કે ઘોર પાપાત્માઓ પણ સદ્‌ગુરૂના યોગે પરમધર્માત્મા બનીને સામાન્ય મનુષ્યોને આશ્ચર્યચકિત કરી નાંખે એવી રીતે બહુજ અલ્પકાળમાં પરમપદના ભોક્તા બની શક્યા છે.

આ પ્રતાપી ઉપાધ્યાયના ઉગ્રવિહારમાં આવેલા સ્થળોએ ઉપદેશના પરિણામે હિંસકો હિંસા તજવા લાગ્યા, અશ્રદ્ધાવાન્ શ્રદ્ધાળુ બનતા ગયા. કૃપણમાં પણ ઉદારતાની ભાવના જાગવા લાગી, ધર્મથી વિમુખ રહેનારાઓ તેની નજીક આવવા લલચાયા. આમ બનવું એ સ્વપરઆત્મકલ્યાણની ભાવના ભાવનારા મહાપુરૂષો માટે સહજ છે. **ઉપાધ્યાયપ્રવર શ્રીપાર્શ્વચંદ્રજી** યતિઓમાં ઉત્તમ હતા. સુખ કે દુઃખ, શોક કે હર્ષ નિંદા કે પ્રસંશા એ દરેક પ્રસંગોએ આવા આત્માઓ મનની સમતુલા જાળવનારાજ હોય છે. જેઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નોથી અલંકૃત હોય, પાંચ સમિતિઓના ધારક હોય, ત્રણ ગુપ્તિ વડે સુશોભિત હોય, પંચ મહાવ્રતોને વહન કરવામાં ધુરંધર હોય, પરિષહો અને ઉપસર્ગોરૂપી શત્રુઓને હંમેશાં

પરાજિત અવસ્થામાં રાખનારા હોય તે મહર્ષિઓ સાચી સમતાના ઉપાસક હોય છે. **ઉપાધ્યાયશ્રીપાર્શ્વચંદ્રજીને** એ કક્ષામાં મૂકી શકાય. એવા આ જ્યોતિર્ધર શિષ્ય–સંપત્તિ વધારતા, શ્રીજૈનાગમો, સિદ્ધાંતો, સૂત્રો, પંચાંગી આદિ સંખ્યાબંધ ગ્રંથોનો અભ્યાસ કરી તેમાંથી નીચોડ કાઢતા ભવ્યભારતભૂમિને પાવન કરવા લાગ્યા. તેઓશ્રીએ પોતાના વિહાર દરમ્યાન યતિમંડળના એક વિભાગમાં ક્રિયાકાંડ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ અને તેઓમાં વ્યાપેલો શિથીલાચાર જોઈને આ મહાપુરૂષ અતિખીન્ન થયા. વર્તમાન યુગમાં પણ આપણે શિથીલાચાર સામે થતા પડકારો તેના આઘાતો અને પ્રત્યાઘાતો વિષે ઘણું સાંભળીએ છીએ. પરંતુ આજે જૈનસમાજ ભાગલામાં વહેંચાઈ જવાથી અને આચાર્યો એટલા વાડા ઉભા થવાથી જ્યાં શિથીલાચાર છે ત્યાં તે નભી રહ્યો છે. આજે એકલ વિહારીઓનો સમાજમાં તોટો નથી. અનેક દર્દભરી વાતો અવારનવાર આપણા કાને પડે છે પરંતુ કોઈ કહે છે ત્યારે અમે નિરૂપાય છીએ એમ કહી લાચારીથી બે હાથ જોડી બેસી રહીએ છીએ, કારણ કે ભગવાન સુધર્મસ્વામીના પાટે વર્તમાનમાં બીરાજનાર આચાર્ય અને ઉપાધ્યાય વિગેરે મહારાજો પણ આજે પક્ષાપક્ષીમાં અટવાયેલા હોઈ શિથીલાચાર માટે કોઈ મજબૂત ધોરણ કરી શકતા નથી. શિથીલાચારને સાફ કરવા માટે કડક ઉપાયો કામે લગાડવા જોઈએ. પણ આજે કોઈ કોઈને ખોટું લગાડવા કે સામો પક્ષ પોતાની પ્રત્યે દ્વેષભાવથી જુએ એવા ભયને લીધે તૈયાર નથી. પરંતુ **ઉપાધ્યાય શ્રીપાર્શ્વચંદ્રજી** લોકનિંદા કે લોક વાહવાહની

પરવાહ કર્યા વિના યતિઓને વાદવિવાદથી–સન્માર્ગ દર્શનથી તેમનામાં રહેલી શિથીલતા દૂર કરાવી શ્રીજિનેશ્વરદેવોએ બાંધેલી મર્યાદામાં આણવા માટે સતત પ્રયાસો ચાલુ કર્યા. શ્રાવક–શ્રાવિકાઓને શ્રીતીર્થંકર ભગવંતોએ પ્રરૂપેલ ક્રિયાકાંડનો શુદ્ધ અને સત્વથી ભરપુર રાહ બતાવ્યો. એક સમયે પૂ. ઉપાધ્યાયજીએ પોતાના ગુરૂદેવને બહુજ નમ્રતાથી પ્રશ્ન કર્યો કે "ગુરૂદેવ! હાલમાં શુદ્ધક્રિયાકાંડ કેમ અમલમાં નથી આવતો?"

ગુરૂદેવ આ પ્રશ્નના જવાબમાં પોતાના શિષ્યરત્નને જણાવે છે કે 'કેટલાક સમયથી બાદશાહો આચાર્યભગવંતાદિ મુનિરાજોના બહુમાન કરે છે કે જેમાં લપટાઇને શિથીલાચારે ઘર ઘાલ્યું છે.'

આ પછી ગુરૂદેવ રાજવીમાં કેવા ગુણો હોવા જોઈએ તેનું સવિસ્તર વર્ણન કરતાં ન્યાય, નીતિ; ધર્મપરાયણતા એ ગુણો પ્રજાપાલક રાજવીમાં હોવા જોઈએ એમ જાહેર કરે છે ત્યારે પૂ૦ **ઉપાધ્યાયજી શ્રીપાર્શ્વચંદ્રજી** ગુરૂદેવ પાસે શિથીલાચાર દૂર કરી ક્રિયોદ્ધાર કરવા માટે આશીષ અને આજ્ઞા માગે છે. ગુરૂદેવ પણ શિષ્યના વિદ્યાબળ, પ્રભાવબળ, મનોબળ અને પુણ્યપ્રબળતા આદિ જોઈને રજા આપે છે. આમ ૧૦ વર્ષ ઉપાધ્યાયપદને શોભાવી યથાર્થ કર્યા બાદ સંવત ૧૫૬૪ની સાલમાં ઉ૦ શ્રીપાર્શ્વચંદ્રજી ક્રિયોદ્ધાર માટે દ્રઢસંકલ્પ અને નિશ્ચયાત્મક મનોબળ વડે ક્રિયોદ્ધાર માટે તત્પર થાય છે.

આમ ક્રિયોદ્ધારના કાર્ય માટે નાગોર પધાર્યા જ્યાં શ્રીસંઘે પૂ૦ **ઉપાધ્યાયજી મહારાજ શ્રીપાર્શ્વચંદ્રજીની** ઇચ્છાનુસાર અઠ્ઠાઈ મહોત્સવ શરૂ કરી તે દિવસોએ જીવાદયા બંધ કરાવી, યાચકોને દાન દઇ–સાધર્મિકોની ઉત્તમ પ્રકારે ભક્તિ કરી. **નવકલ્પી** વિહાર કરતા, તેમજ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિયુક્ત મુનિમાર્ગ મુજબ પરિષહોને **સહન** કરતા અપ્રતિબદ્ધપણે વિચરતા શીથીલાચારના **મૂળીયા** ઉખેડવા લાગ્યા અને થોડાજ સમયમાં તે નિર્મૂળ થતાં ભગવંતે બતાવ્યા મુજબ ક્રિયાકાંડ કરવા સૌ તત્પર થયા.

આમ નાગોરમાં ક્રિયોદ્ધારક તરિકે અનેકવિધ નામના મેળવી ધર્મનો ધ્વજ ફરકાવતા પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ વિહાર કરતા જોધપુર નજીક આવી પહોંચ્યા. આ પ્રભાવિક પુરૂષના આગમનના સમાચાર સાંભળીને શ્રીસંઘે ભવ્ય સામૈયું કરી તેઓશ્રીને શહેરના ઉપાશ્રયમાં લાવ્યા. તેઓશ્રીની વ્યાખ્યાનશૈલી અને મધુરવાણીની પ્રસંશા સાંભળીને **જોધપુરના પાટવી કુમાર માલદેવ** પણ ગુરૂદેવના મુખથી નીકળતી શાસ્ત્રીયવાણી સાંભળવા આવવા લાગ્યા. **ઉત્તમ જીવો કદી પોતાને આત્મહિત માટે મળેલી કોઈપણ તકને જતી કરતા નથી.** કારણ **તકને આગળ વાળ અને પાછળ ટાલ હોય છે.** જો વાળ ન પકડાય તો પછી ટાલ હાથમાં આવેજ ક્યાંથી એટલે ઉચ્ચ આત્માઓ, ગુરૂગમ, જ્ઞાન-ધ્યાન અને શ્રી જિનેશ્વરદેવ જગતના કલ્યાણ માટે દર્શાવેલ મુક્તિમાર્ગની કોઇ તક જતી કરતા નથી. એટલુંજ

નહિં પણ એવી તક મળવા માટે પોતાની જાતને ભાગ્યશાળી માની તેનો પુરેપુરો ઉપભોગ કરે છે.

પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ કુમાર માલદેવને ઉદ્દેશીને રાજધર્મનો સાચો મર્મ સમજાવી ધર્મોનું રક્ષણ કેવી રીતે થઇ શકે તે વિષે સચોટ ઉપદેશ વ્યાખ્યાનમાં આપે છે. અને **યથા રાજા તથા પ્રજાનું** રહસ્ય સમજાવે છે. આથી કુમાર પ્રતિબોધ પામે છે. અને સભાજનો દાન, તપ, શીલ અને ભાવનાનો તથાપ્રકાર જાણતાં તે વિશુદ્ધ ક્રિયાઓનો આદર કરે છે. એજ સમયે શ્રી સંઘની આગ્રહ વિનંતી અને લાભાલાભનું કારણ જોઈ પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ એ સાલ જોધપુરમાં ચાતુર્માસ રહ્યા. આ ચાતુર્માસમાં પર્વાધિરાજ શ્રી પર્યુષણાપર્વ આવ્યા અને આ મહાપુરૂષે **શાસ્ત્રાનુસારી પરંપરાગત હંમેશ મુજબ ભાદરવા સુદી પંચમીની સંવત્સરી કરી.** જેથી અપવાદને કાયમ બનાવી ભાદરવા સુદ ૪ ની સંવત્સરી કરનારાઓ છેડાઈ પડ્યા. આ છેડાઈ પડવાનું કારણ મમત્વનુંજ કહી શકાય. કારણ **શાસ્ત્રોક્ત ભાદરવા સુદી પંચમી છે**. શ્રી કાલિકાચાર્ય ભગવાને સંવત્સરી ભાદરવા સુદ ૪ ની કરી. એક વાત દીવા જેટલી સ્પષ્ટ છે કે રાજાની પ્રતિકૂળતાના કારણેજ શ્રી કાલિકાચાર્ય ભગવાને શાસ્ત્રાનુસાર પંચમીને સ્થાને ચોથની સંવત્સરી કરી હતી. આ અપવાદને પૂ૦ ઉપાધ્યાયજી જેવા ક્રિયોદ્ધારક શાસ્ત્રોક્ત તરીકે કઈ રીતે અપનાવી દે? અને ન અપનાવે તો પછી પંચમીનીજ સંવત્સરી કરે ને? એ વર્ષના ચાતુર્માસની પૂર્ણાહુતિને

અંતે થોડો કાળ વ્યતીત થયા બાદ શ્રી કાલિકાચાર્ય ભગવાન કાળધર્મ પામ્યા અને તે પછીથી તે સમયના વિદ્યમાન આચાર્યોએ ચોથની અપવાદરૂપ કરવામાં આવેલ સંવત્સરી દિનની જડ પકડી રાખી છતાં પંચમી કરનારા તો તેજ કરતા હતા. જે મતભેદો આજે પણ મોટી દિવાલ જેમ ઉભા છે. આને અંગે **શ્રીમન્નાગપુરીયતપાગચ્છ** એટલે **શ્રી પાર્શ્વચંદ્રસૂરિગચ્છના ધુરંધર આચાર્યદેવ શ્રીમદ્ ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજ** અને તેઓશ્રીના સ્વ. શિષ્યરત્ન આચાર્યશ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજે ભાદરવા સુદી પંચમીની સંવત્સરીજ શાસ્ત્રોક્ત છે. એ પ્રમાણો ટાંકીને બતાવતી પુસ્તિકાઓ બહાર પાડી છે. પરંતુ જ્યાં સામાન્ય પ્રશ્નમાં પણ મેરૂ જેવા મતભેદો ઉભા કરવામાં આવતા હોય ત્યાં ચાલી આવતી રૂઢીના નામે શાસ્ત્રોક્ત માન્યતાને ઉથલાવાય નહિં તો બીજું શું થાય? કોઇ દર્દીને માંદગી દરમ્યાન ડોકટર દવા આપે છે અને અમુકજ વસ્તુઓ ખાવા ફરમાવે તો તેથી શરીરનું સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યા પછી પણ શું એણે પેલા માંદગીમાં અપવાદરૂપે અપાતી દવા પીધાજ કરવી ને ચરી પાળવી? એમ તો કેમ બની શકે? **અપવાદ એ અપવાદ અને મૂળ તે મૂળજ.** આવી સાદી સમજમાં આવે એવી વાત છે અને શાસ્ત્રોક્ત જે વાત છે તેને કદાગ્રહતા કહો કે ગમે તે કારણે પણ સત્ય તરિકે સ્વીકારતાં આજના શ્રી તપાગચ્છના આચાર્યો અચકાય છે.

આમ પૂ૦ ઉપાધ્યાયજી મહારાજે શાસ્ત્રોક્ત રીતે પરંપરાગત સંવત્સરી પર્વની આરાધના કરી–કરાવી તેથી અપવાદને

વળગી ઉત્સૂત્ર ક્રિયા કરી રહેલાઓએ ગચ્છભેદની તકરારના કારણે આ મહાપુરૂષની ઇર્ષા કરવા લાગ્યા. પરંતુ જેમને શાસ્ત્રોક્ત રીતે વર્તવું છે તેમને એની અસર શું થાય? અનેક સ્થળોએ આ મતભેદોના પડઘા પડયા અને સત્યના અર્થી આત્માઓ સન્માર્ગ તરફ વળ્યા.

એથી માલદેવ રાજા અને શ્રીસંઘની પ્રસન્નતા પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ પર ઉતરી અને સત્યમાર્ગના દ્રષ્ટા આ વિદ્યાભૂષણ ઉપાધ્યાયને સૂરિપદ આપવાની વિનંતિ તેઓશ્રીના ગુરૂદેવ સમક્ષ રજુ કરવામાં આવી. **લાયક માણસો કદી માનની વાંચ્છના રાખતાજ નથી પણ માન એમને સામે આવીને ભેટે છે. ઉપાધ્યાય શ્રી પાર્શ્વચંદ્રજી ગણિવરના** ગુરૂદેવ **શ્રી સાધુરત્નસૂરિજી**એ શ્રીસંઘ અને જોધપુર નરેશના આગ્રહને માન આપી સૂરિપદ અંગે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કરવા માટે આજ્ઞા ફરમાવી અને પૂ૦ ઉપાધ્યાયજીને સૂરિમંત્રના તપ અને ધ્યાન વિધિપૂર્વક ગુરૂદેવે શરૂ કરાવ્યા. આ પ્રસંગને દીપાવવા માટે નિમંત્રણપત્રિકાઓ દેશભરમાં પહોંચાડવામાં આવી અને પંડિતપ્રવરો, વિદ્વાન આચાર્યાદિ મુનિરાજો, ધર્મપ્રેમી ગૃહસ્થો મોટા પ્રમાણમાં જોધપુર નગરે પધાર્યા. શ્રીચતુર્વિધસંઘની હાજરીમાં અત્યંત આનંદમય વાતાવરણ અને લોકોના અનેરા ઉત્સાહ વચ્ચે સં. ૧૫૬૫ માં **પૂ૦ ઉપાધ્યાય શ્રી પાર્શ્વચંદ્રજી ગણિવરને સૂરિપદથી ગુરૂદેવે વિભૂષિત કર્યા અને આચાર્ય શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી થયા.**

જોધપુરમાં ઉપરના મહોત્સવની પૂર્ણાહુતિને અંતે પૂ. આચાર્યદેવ **શ્રીમદ્ પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા** હૃદય જ્યોતને પ્રગટાવતા, ઉગ્ર વિહારના નિયમોને અમલમાં મુકવા લાગ્યા. આજે તો પરિસ્થિતિ એવી છે કે વિહારના જરૂરીયાત વાળા સ્થાનો વર્ષોના વર્ષો ખાલી પડી રહે છે. જ્યારે એકજ સ્થળે ઉપરાઉપરી ચાતુર્માસો થાય છે. શાસ્ત્રોક્તદ્રષ્ટિએ કારણ **સિવાય એકજ સ્થાનમાં બીજું ચાતુર્માસ નહિ કરવાના ફરમાનનો** આજે ઠેરઠેર છડે ચોક ભંગ થઈ રહ્યો છે. આ સ્થિતિ મીટાવવા અને વિહારથી અણખેડાયેલી ભૂમિને પાવન કરવા માટે યોગ્ય પ્રબંધ થવાની ઘડી આવી પહોંચી છે.

વિહાર કરવા સાથે આચાર્ય ભગવાન તપશ્ચર્યાને કાંઈ થોડાજ વિસારે પાડે એમ હતું. એઓશ્રીએ ઉગ્ર તપશ્ચર્યા પણ જારી રાખી. **સંયમ શુદ્ધિ માટે તપની હંમેશા આવશ્યક્તા રહેલી છે. સંયમ એ કાંચન છે જ્યારે સમ્યકૃત્વ કાંચનને વિશુદ્ધ બનાવનાર અગ્નિ છે. આ અગ્નિ દેહને તપાવતો નથી પણ આત્મામાં જે કાંઈ દોષરૂપ પુંજો હોય છે તેને તે જલાવી દેનાર છે. જેમ ચારિત્ર વિના આત્માની શુદ્ધિ નથી તેમ તપ વિના શુદ્ધ ચારિત્રની પણ સિદ્ધિ નથી.** જ્ઞાની મહાત્માઓએ તપના માહાત્મ્યનું ઘણું ઘણું વર્ણન કરી ચારિત્રધર્મને સ્થિર કરનાર મહાન્ સાધન તરિકે તપને જણાવેલ છે. સંયમની શુદ્ધિ અહિંસારૂપ ધર્મના યથાર્થ પાલન માટે અતિ આવશ્યક છે. તેમ સંયમ ધર્મના શુદ્ધ પાલન માટે તપની શુદ્ધિ પણ

શ્રીમન્નાગપુરીયતપાગચ્છાધિરાજ શાસનપ્રભાવક
પ્રાતઃસ્મરણીય પ૦ પૂ૦ શ્રી ૧૦૦૮
શ્રીમત્પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની દેરી



વીરમગામ પાર્શ્વચંદ્રગચ્છના ઉપાશ્રયમાં
સ્થાપિત દાદાની દેરી.
તાત્કાલિક વાંછિતફલ દાતા.

જરૂરી છે. **શ્રી રૂષભદેવસ્વામી** વિ. તીર્થંકર ભગવંતો પોતાની આજ ભવમાં સિદ્ધિ છે એમ જાણવા છતાં તે તારકો પણ તપનું અજોડ અને અનુપમ સેવન કરે છે. જો તપને ક્ષમા સહિત આચરવામાં આવે તો એમાં એવી શક્તિ રહેલી છે કે નિકાચિતકર્મની ઘડીમાં નિર્જરા કરી શકાય છે. જેમ સુવર્ણમાં રહેલી માટીને અગ્નિ અલગ કરે છે તેમ તપ એ જીવનમાં રહેલ કર્મરૂપ કાટને દૂર કરે છે. તપના પ્રભાવે નાની લબ્ધિઓની પણ પ્રાપ્તિ થાય છે. તપ એ સાક્ષાત્ કલ્પતરૂ છે. એવા કલ્પતરૂની આરાધના કરતા **આચાર્ય-ભગવાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા** શ્રીફલોધિ પાર્શ્વનાથજીની યાત્રાર્થે પધાર્યા ને ત્યાંથી ભયહરનાર ભૈરવ પ્રતાપથી ગાજતા રૂણગામે [ રતનપુરી ] આવી પહોંચ્યા. શાસ્ત્રોક્ત સર્વવિરતિ ધારણ કરનાર પૂ. આચાર્યાદિ મુનિરાજોને દેવો પણ વંદન કરતા હોય ત્યાં આ ભયહર ભૈરવનાથ સુગીનાર્થ જ્યોતિર્ધરને ઘર આંગણે આવેલા જોઈ કેમ નમન ન કરે ? નમન કરીને ભૈરવનાથ ગુરૂદેવની સાન્નિધ્યમાં રહ્યા. એવી પ્રતીતિ હવે પછીના બનાવો પરથી થાય છે. આ સ્થળે લાભાલાભના કારણે આચાર્યભગવાને માસકલ્પ કર્યો. તે સમયે ત્યાંના વતની ઓશવાળ **વાહડદેવ** અને **ચાંપલદેવીનો** સુપુત્ર **વરદરાજ** કે જે ગર્ભાવસ્થાથીજ ઉત્તમ સ્વપ્ન અને ભાવીનું દર્શન કરાવનારો હતો તેને ગુરૂવાણીનો ઉપદેશ સચોટપણે લાગતાં અસાર સંસ્કારથી દૂર થઈ સર્વવિરતિ અંગીકાર કરવાની ભાવના થઈ. શ્રીસંઘે અને **વરદરાજના** માતપિતાએ સહર્ષ રજા આપી પોતાના આંગણે શ્રીઅષ્ટાન્હિકામહોત્સવ

શરૂ કર્યો. અને **વરદરાજને** શ્રીભાગવતીપ્રવ્રજ્યા આપી તેનું નામ મુનીશ્રી **વિજયદેવ** સ્થાપવામાં આવ્યું.

વિહાર કરતા **આચાર્ય ભગવાન શ્રીપાર્શ્વચંદ્રસૂરિજી** નાગોર પધાર્યા. આ સમયે શ્રીચતુર્વિધસંઘને ઉપદ્રવ કરતા વીરમંડગાને પ્રતિબોધી-નાગે કરી એક વિતંડાવાદી યોગિનીને પણ વાદમાં જીતી. આચાર્યશ્રીના જ્ઞાનબળને જોઈને ત્યાંના ઘણા ક્ષત્રી વીરોએ બહુમાનપૂર્વક શ્રાવકધર્મ અંગીકાર કર્યો અને કર્મમળને તોડવા માટે ક્રિયામાં દઢતાથી જોડાયા. એ સાલ શ્રીસંઘની વિનંતીથી નાગોરમાં ચાતુર્માસ રહ્યા અને ત્યાં કેમ જાણે ચોથા આરાની ભાવના પ્રવર્તતી ન હોય એવું આહ્‌લાદજનક વાતાવરણ ખડું થયું. તેમાંયે પૂ. આચાર્યભગવાને **કનકાવળી તપ** કરી લોકોને તપનું સાચું મહાત્મ્ય સમજાવ્યું.

આ ચાતુર્માસ સમયે લોંકાશાહ નામના મૂર્તિઉત્થાપક એક સ્થાનકવાસી ગૃહસ્થ પ્રભુપૂજન ઇત્યાદિ કર્માનુષ્ઠાનો વિષે ભારે અંધાધુંધી ફેલાવવાનો પ્રયાસ કરી રહેલા હતા. તેની સાથે **આચાર્ય ભગવાન શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીએ** વાદવિવાદ શરૂ કરી સ્વમત સમજાવવા પ્રયત્ન કર્યો પરંતુ જ્યાં કદાગ્રહ હોય ત્યાં સ્પષ્ટ સમજાય કયાંથી ? આજે એજ લોંકાશાહને પ્રકાશમાં લાવવાના પ્રયત્નો સ્થાનકવાસી સમાજ તરફથી થઈ રહ્યા છે. પરંતુ જેમ જેમ સ્થાનકવાસીઓ સરળભાવે વિચાર કરે છે તેમ તેમ તેમના મગજમાં મૂર્તિપૂજા પ્રાચીન છે એ માન્યતા ઠસાતી જાય છે.

એજ લોંકાશાહ સાથે વિવાદ કરતાં **આચાર્ય ભગવાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી**ના સિદ્ધાંતિક સચોટ પુરાવા સામે ટકી શકવાનું અશક્ય જણાતાં વિવાદમાંથી તેઓ વિતંડાવાદમાં તણાવા લાગ્યા. જે જોઈ પૂજ્યશ્રીએ ચર્ચા છોડી દીધી પરંતુ લોંકાશાહના સાત વિદ્વાન અને ગુણપૂજક શિષ્યોના મન પર પૂજ્યશ્રીની વિદ્વતાની તેમજ ક્રિયાકાંડની ભારે છાપ પડી અને તેઓશ્રીની ઇચ્છાથી શુદ્ધ ક્રિયાનુષ્ઠાન કરી તેમને પૂજ્યશ્રીએ પોતાના શિષ્યો બનાવ્યા તેમજ ચાતુર્માસના અંતે નાગોર વતની વીશાઓશવાળ હેમરાજજીને મહોત્સવપૂર્વક દીક્ષા આપવામાં આવી. ત્યાંથી શિષ્ય સમુદાય સાથે નવકલ્પી વિહાર કરતા આચાર્ય ભગવાન બિકાનેર પધાર્યા. અને ત્યાં મોટી સંખ્યામાં લોકોને સાચી ક્રિયાના માર્ગ તરફ વાળી અલ્પ-સંસારી બનાવ્યા અને પૂ. સૂરીશ્વરજીએ **અષ્ટકર્મસૂદન તપ આદર્યો**. ત્યાંથી તેઓશ્રી જેસલમેર પધાર્યા જ્યાં પ્રાચીન ભંડારના પુસ્તકોનું અધ્યયન અને મનન કરી પોકણ ફ્લોધી તરફ થઈ જોધપુર શહેર નજીક પધાર્યા. જોધાણનાથ (જોધપુર નરેશ) અને શ્રી સંઘ સૂરીશ્વરજીને સામૈયાપૂર્વક ભારે આડં-બરથી ઉપાશ્રયમાં લાવવામાં આવ્યા. અહીં પૂ. સૂરીશ્વરજીએ **વર્ધમાન તપ** શરૂ કર્યો. ત્યાં અનેક ભવ્ય જીવો પર ઉપકાર કરી પૂ. સૂરીશ્વરજી જાલોરથી આહોર થઈ ગોલવાડની પંચ-તિર્થીની યાત્રાએ પધાર્યા. ત્યાંથી શ્રીઆબુજી પરના પવિત્ર જગજાહેર જિનાલયોને જુહારી પુનઃ હમીરપુરની સ્પર્શના કરી. ન્હાની પંચ તિર્થીની યાત્રા કરી સાચોરથી વાવ થરાદમાં પુષ્કળ પ્રમાણમાં શ્રાવકોને પ્રતિબોધી **આચાર્ય ભગવાન**

**શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજા અણહીલપુર પાટણ પધાર્યા.

આ સમયે જતિઓનું જોર વધી પડયું હતું અને તેઓ શુદ્ધ ક્રિયાકાંડને છોડીને પોતાની આજીવિકા પ્રાપ્ત કરવા માટે અયોગ્ય સાધનોનો ઉપયોગ કરી અંધાધુંધી ફેલાવી રહ્યા હતા. પૂ. આચાર્યભગવાનના આગમનથી તેમને ભય લાગ્યો કે આપણી પોકળતા ખુલ્લી પડશે. એથી તેજોદ્વેષના તણખા ઝરવા લાગ્યા અને પૂ. આચાર્યભગવાન પર ઉપદ્રવ શરૂ કરવાના હેતુથી વીરોની સાધના કરી પરંતુ ભયહર ભૈરવનાથ જેના દાસ હોય એવા આ મહાત્માને વીરો શું કરી શકે? ઉલ્ટું એ મહાપુરૂષે ઉન્માર્ગે ગએલાઓને પ્રતિબોધી સાચા માર્ગ તરફ વાળ્યા. **જ્ઞાની પુરૂષો શત્રુઓનું પણ કદી બુરૂ કલ્પતા નથી પણ તેને સન્માર્ગે દોરવા હંમેશાં પ્રયાસો કરે છે.** જતિઓએ ફેલાવેલ અંધાધુંધીને દૂર કરી ગર્વાંધોનો મદ ઉતારી પૂ. આચાર્યભગવાને ધર્મમાર્ગ સરળ થતાં ઉલ્લાસવાન બનેલા આત્માઓના હૃદયના ઉંડાણમાં માનવંત સ્થાન પ્રાપ્ત કર્યું. તેઓશ્રીની વિદ્વતાની ચોમેર પ્રસંશા થવા લાગી. ત્યાંથી પૂ. આચાર્યભગવાન **રાધનપુર** પધાર્યા. આ સમયે રાધનપુરમાં હિંદુ-મુસ્લીમ વચ્ચે વૈમનસ્ય ઉગ્ર હદે ચાલતું હતું જે બન્ને કામોને પ્રતિબોધી હંમેશ માટે બંધ કરાવ્યું. મહાપુરૂષો જે જે સ્થળે વૈમનસ્ય જુએ છે તે તે સ્થળે ઉપદેશની સચોટ ધારા વહેતી મૂકીને દૂર કરાવવા માટેના તેમજ શાંતિની સ્થાપના અર્થે બનતા સઘળાયે પ્રયત્નો કરવા ચૂકતા નથી. આજે ખેદ હૈનોના આંતરિક

વિખવાદો આટઆટલા વિદ્યમાન આચાર્યો હોવા છતાં મટવાને બદલે વધી રહ્યા છે એ કેટલું શોચનીય છે?

રાધનપુરમાં બે કોમો વચ્ચે સુલેહશાંતિ થતાં ત્યાંના શ્રીસંઘે આદરપૂર્વક વિનંતિ કરતાં સં. ૧૫૬૭ નું ચાતુર્માસ રાધનપુરમાં કરવામાં આવ્યું અને ત્યારબાદ ઉગ્ર વિહાર કરતાં પૂજ્યશ્રી કચ્છ દેશ તરફ પધાર્યા. ભચાઉમાં અનેક મિથ્યાત્વી અન્યદર્શનીઓને પ્રતિબોધી શ્રાવક કર્યા. અને શુદ્ધ રાહ બનાવી શ્રીવીતરાગપ્રણીતધર્મ પ્રવર્તાવી અંજાર, ભદ્રેશ્વર, મુદ્રા, માંડવી, ભુજ વિગેરે સ્થળોએ થઈ શિથીલાચારને નિર્મૂળ કરતાં કરતાં કાઠિયાવાડમાં મોરબી, વાંકાનેર, જામનગર, રાજકોટ થઈ શ્રીગીરનારજીની યાત્રાર્થે જુનાગઢમાં પ્રવેશ કર્યો. આ સ્થળે તેઓશ્રીએ ૨૧ ઉપવાસની તપશ્ચર્યા આદરી અને કેટલોક સમય સ્થિરતા કરી. ગીરનારજીની યાત્રા કરી પૂજ્યશ્રી ભવોદધિતારક એવા શ્રી સિદ્ધગિરિને ભેટવા ત્યાં પધાર્યા. ગિરિરાજના ગંભીર મહાત્મ્યને આચાર્ય ભગવાને સ્વરચિત સ્તવનોમાં ઉતાર્યું અને તેનો રાસ પણ બનાવ્યો. શ્રી ગિરિરાજની છાયામાં **સર્વતોભદ્ર તપ** પૂર્ણ કરીને પાંચ ભવ્ય જીવોનો ઉદ્ધાર કરી વલ્લભીપુરમાં પધાર્યા જ્યાં જ્ઞાનભંડારોનું અવલોકન કરતાં પૂજ્યશ્રી લીંબડી પધાર્યા. ત્યાં નદી કિનારે એક મતવાદી યોગી સિદ્ધિની સાધના કરી રહેલ હતો પરંતુ તેમાં તેને નિષ્ફળતા સાંપડી પણ પૂ૦ આચાર્ય ભગવાને સિદ્ધિ પ્રાપ્તિનો રાહ બતાવતાં તે પૂજ્યશ્રીનો ઉપકાર માનવા લાગ્યો.

લીંબડીથી વિહાર કરી વઢવાણ થઈ ધ્રાંગધ્રા પધાર્યા. અહીં

બ્રાહ્મણની બે કન્યાઓને પ્રતિબોધી અને શ્રાવક શ્રાવિકાઓને શુદ્ધ ક્રિયાવંત બનાવ્યા. ત્યાંથી શ્રી શંખેશ્વરજીની યાત્રાર્થે પધાર્યા જ્યાં હૃદયને ભક્તિના રંગથી રંગી પોતે તેની સ્તુતિઓ રચી. માંડળ પધાર્યા જ્યાં શ્રીસંઘે ભવ્ય સામૈયું કરી પૂજ્યશ્રી અને તેઓશ્રીના શિષ્ય સમુદાયને ઉપાશ્રયમાં બહુમાનપૂર્વક પધરાવ્યા. જ્યાં વ્યાખ્યાન આપતાં શ્રાવકના ધર્મ વિષે સુંદર બોધ આપ્યો અને શ્રાવકમાં કેટલા ગુણો હોવા જોઇએ તે વિષેનું સવિસ્તર વર્ણન કરતાં લોકો શુદ્ધ ક્રિયા માર્ગ તરફ આકર્ષાયા.

આ પ્રમાણે ઠેરઠેર ક્રિયોદ્ધાર કરતાં કરતાં પૂ૦ આચાર્ય ભગવાન **શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા** વીરમગામ મુકામે આવી પહોંચ્યા. ત્યાં પણ વિદ્યાસાગર નામના એક હઠવાદીનો તેઓશ્રીને ભેટો થયો. પૂ૦ આચાર્ય ભગવાને તેને આગમાનુસાર અદોષિત ક્રિયાનુષ્ઠાનની પદ્ધતિ બતાવી હઠવાદી યોગીના ગર્વનું ખંડન કર્યું. આમ કેટલોક સમય સ્થિરતા કર્યા બાદ પૂજ્યશ્રીએ વીરમગામના શ્રીસંઘ પ્રત્યે પોતાના વિહારની ઇચ્છા પ્રદર્શિત કરી. આવા પરમતારક ગુરૂદેવના વિયોગથી કયા સરળ અને સુજ્ઞ હૃદયને આઘાત ન લાગે? પરંતુ આ ઉગ્ર વિહારી ગુરૂદેવના નિશ્ચય આગળ સૌ લાચાર બન્યા. ગુરૂરાજ ગામ ગામનો વિહાર કરી પુનઃ ગુજરાતના એ વખતના પાટનગર શ્રી અણહીલપુર પાટણ પધાર્યા. શ્રી સંઘે પરમ ગુરૂદેવનું ભારે ધામધુમપૂર્વક સામૈયું કરી તેઓશ્રીને શહેરના ઉપાશ્રયમાં બિરાજમાન કર્યા. શ્રીસંઘના ભારે આગ્રહને લીધે

શ્રીમન્નાગપુરીયતપાગચ્છાધિરાજ શાસન પ્રભાવક
પ્રાતઃસ્મરણીય ૫૦ પૂ૦ શ્રી ૧૦૦૮
શ્રીમત્પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની દેરી



અમદાવાદ શામળાની પોળના પાર્શ્વચંદ્ર ગચ્છના
ઉપાશ્રયમાં સ્થાપિત દાદાની દેરી.
તાત્કાલિક વાંછિતફલ દાતા.

પૂજ્ય સૂરીશ્વરજી મહારાજાએ સં. ૧૫૭૫ નું ચાતુર્માસ ત્યાંજ કર્યું.

શ્રાવક–શ્રાવિકાઓએ પોતાના અહોભાગ્ય માની આ મહાન જ્યોતિર્ધરના સાંપડેલા સુયોગથી તપ, જપ, વ્રતાદિ પચ્ચખાણની ક્રિયાઓ વિશિષ્ટ પ્રકારે શરૂ કરી અને ચઢતા ભાવ વડે ગુરૂ ઉપદેશના પરિણામે દાન, તપ, શીલ અને ભાવનો મહિમા ચોમેર પ્રવર્તાવ્યો. પ્રભાવના, પૂજા–સાધર્મિક વાત્સલ્યાદિ પુણ્યને પોષતાં અનેકવિધ કાર્યો એ ચાતુર્માસ દરમ્યાન થયાં. બાગ હોય પણ જળસીંચન કરનાર માળી ન હોય તો પુલો ક્યાંથી ઉગે? ડબ્બા હોય પણ એન્જીન ન હોય તો તેને ગતિમાં કોણ લાવી શકે? એવીજ રીતે સરળ શ્રાવક શ્રાવિકાઓ અણહીલ્લપુરમાં હતા પણ તેમને ક્રિયાનુષ્ઠાનદર્શક પૂજ્યપુરૂષનો સુયોગ ન સાંપડે તો આત્માની અનંતશક્તિ પૈકિ ઉપરોક્ત શક્તિઓ ક્યાંથી ખીલે?

આ ચાતુર્માસ દરમ્યાન પૂ૦ સૂરીશ્વરજી મહારાજાની વૈરાગ્યમયવાણીથી પ્રેરાઈ અંતરંગ વૈરાગ્ય ભાવનાથી રંગાયો છે એવા શેઠ ભીમાશાહ અને વહાલાદેવીના સુપુત્ર શ્રી અમરસિંહ કે જેનો જન્મ સંવત ૧૫૬૦ ના માગશર સુદી ૧૧ ના રોજ શુભ સમયે થયેલો હતો તે પૂજ્ય ગુરૂદેવ પાસે ૧૫ વર્ષની બાલ્યવયે શ્રીભાગવતીપ્રવ્રજ્યા લેવા તત્પર થાય છે. પૂજ્ય ગુરૂદેવે તેના વૈરાગ્યભાવની પરીક્ષા–કસોટી કરી અને બાદ માતાપિતાદિની રજા મેળવવા આજ્ઞા કરી.

અને એ સરળસ્વભાવી તેમજ શ્રી જિનેશ્વરદેવોના

માર્ગ પર જેમને અચળ શ્રદ્ધા છે એવા શેઠ ભીમાશાહ અને વ્હાલાદેવીએ પુત્ર અમરસિંહની કુલોદ્ધારની માગણીને અતી ઉલ્લાસ વડે માન્ય કરી અને સારાયે અણહીલ્લપુર પાટણમાં અઠ્ઠાઇ મહોત્સવની શરૂઆત કરી અનેકવિધ ધર્મકાર્યો કરવા થકી કુમાર અમરસિંહે પૂ૦ સૂરીશ્વરજીના વરદ હસ્તે સંવત **૧૫૭૫** ના માગશર શુદી ૫ ના રોજ વિજય મુહૂર્તે શ્રી ભાગવતીપ્રવ્રજ્યા અંગીકાર કરી. સારાયે નગરમાં ગુરૂદેવની દેશનાશક્તિ, અગાધજ્ઞાન અને ક્રિયાકાંડની પ્રસંશા થવા લાગી. નવદીક્ષિતનું નામ **મુનિ સમરચંદ્ર** રાખવામાં આવ્યું.

પૂ૦ સૂરીશ્વરજી મહારાજાના અન્યશિષ્યો હોવા છતાં આ તીવ્રબુદ્ધિવાળા મુનિરાજ **શ્રી સમરચંદ્રજી** વિદ્યાભ્યાસમાં આગળ વધવા લાગ્યા જે જોઈ પૂજ્યશ્રીને ખાત્રી થવા લાગી કે ભવિષ્યમાં મારી પાટને આ પુરૂષ જરૂર સાચવશે.

આમ અણહીલ્લપુર પાટણમાં ધર્મજ્યોત જગાવીને ત્યાંથી વિહાર કરતાં પૂજ્યશ્રી શિષ્યમંડળ સાથે અમદાવાદના આંગણે સામૈયાપૂર્વક પધાર્યા. આ સમયે અમદાવાદમાં મરકીનો ભયંકર ઉપદ્રવ ચાલી રહ્યો હતો જેથી શહેરીઓ ત્રાસ પામીને અહીં તહીં નાશભાગ કરી રહ્યા હતા. પ્રજાજનોએ પૂ૦ સૂરીશ્વરજીના વિચક્ષણ જ્ઞાનના મહિમાથી પ્રેરાઇને તેઓશ્રી સમક્ષ આ વાત રજુ કરી અને રજુ કરવાની સાથેજ ટુંક સમયમાંજ સૌના આશ્ચર્ય અને હર્ષ વચ્ચે મરકીનો ઉપદ્રવ બંધ પડી ગયો અને સર્વત્ર આનંદ-આનંદ થઈ રહ્યો.

**દુનીયામાં ચમત્કારનેજ નમસ્કાર હોય છે.** કબીર કહી ગયા છે કે 'પરચા વિના કોઈ નહિ પૂજે.' પરંતુ પૂજ્યશ્રીના વાયદા વિનાના ફાયદાને જોઇ તેમજ ભારે ઉપદ્રવમાંથી મુક્ત કરવાની મહાશક્તિ નીહાળી વિધર્મીઓમાં પણ જૈનધર્મ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને શ્રાવકધર્મ સ્વીકારી તેઓ પોતાનું જીવન સાફલ્ય કરવા લાગ્યા. એથી પ્રેરાઇને જિનાલયોમાં શાંતિસ્નાત્ર, પૂજા, ભક્તિનો ભારે રંગ જામ્યો. અને રાજનગરનિવાસીઓ પોતાની જાતને આવા ગુરૂ ભેટવા માટે ધન્ય ગણવા લાગ્યા.

આમ રાજનગરના ચાતુર્માસ દરમ્યાન અનેક જીવોને પ્રતિબોધી જૈનધર્મનો મર્મ સમજાવી તે માર્ગમાં જોડી ધર્મની પ્રભાવના કરતાં ચાતુર્માસ પૂર્ણ થયે પૂજ્યશ્રી ખંભાત બંદર પધાર્યા. ખંભાતના શ્રીસંઘે ગુરૂદેવના આગમનની વાત સાંભળી ત્યારથી તેઓશ્રીના પ્રભાવની હકીકતોથી સદ્ભાવનાની શ્રેણી વૃદ્ધિંગત થતી ચાલી હતી અને ગુરૂરાજના આગમન સમયે ભારે ઉત્સવપૂર્વક ઉપાશ્રયમાં લાવવામાં આવ્યા. ખંભાતમાં આ સમયે મઝહબની ચાલી આવતી રૂઢી મુજબ ત્યાંના નવાબ સાહેબે એક ગાયને પકડી કુરબાની માટે મસ્જીદ તરફ લઇ જવા ફરમાવ્યું. એથી રાજ્યના નોકરો ગૌવધ માટે ઉત્સુક બની ગાયને લેવા ચાલ્યા. આ અનિષ્ટકૃત્ય આર્યાવર્તની ભૂમિમાં અને ધર્મનગરી સમા ખંભાતમાં પૂજ્ય સૂરીશ્વરજી મહારાજની હાજરીમાજ બને એ શ્રીસંઘને બહુજ ખટકવા લાગ્યું. આવું કૃત્ય જે દિવસે સૂરિરાજની પધરામણી થવાની

છે તે દિવસે તો ન બને તોજ આનંદ થાય એવો વિચાર કરવા લાગ્યા. એમ વિચારીને શ્રીસંઘના અગ્રેસરોએ ના૦ નવાબ સાહેબ સમક્ષ જઇ એ ધાર્મિકલાગણીને દુભવનારૂં કૃત્ય **એક મહાન જ્યોતિર્ધરના કુમકુમ પગલા નગરમાં થાય** તે દિવસે તો ન થાય એ માટે વિનંતી કરી પરંતુ ના૦ નવાબ સાહેબે પણ એ કુરબાનીને પોતાનું ધર્મકૃત્ય છે એમ જણાવી પ્રજાજનોની વિનંતીને નકારી. આથી શ્રીસંઘે ગૌવધની આ બાબત ખિન્ન હૃદયે પૂજ્ય ગુરૂદેવ સમક્ષ રજુ કરી અને પોતાની લાગણી પ્રદર્શિત કરી.

**જે મહાપુરૂષોમાં દૈવીશક્તિનો યોગ હોય તે સમગ્ર જનતાની દુભાતી ધાર્મિકલાગણીને જોઇને તેનો ઉપયોગ કર્યા સિવાય કેમજ રહી શકે?** હંમેશાં આવી શક્તિઓનો ઉપયોગ અસાધારણ એવા જનકલ્યાણના પ્રશ્નમાંજ કરવામાં આવે છે. **તેવી રીતે પૂજ્યશ્રીએ પોતાની દૈવીશક્તિનો ઘડીભર પરચો બતાવ્યો. પરિણામ એ આવ્યું કે કુરબાની કરવા માટે જે ગાય લઈ જવામાં આવતી હતી તે ગાયને અદ્રશ્ય કરી દીધી અને ગાયને લઈ જનારા રાજ્યના સેવકો હતા તેજ જગ્યા પર સ્થિર થઈ ગયા.**

બીજા રાજ્યસેવકોએ તુરતજ નવાબ સાહેબ પાસે જઇ જૈનસૂરીશ્વરમહાત્માની દૈવીશક્તિના યોગે બનેલા બનાવનું વર્ણન કર્યું. **ના૦ નવાબ સાહેબ આ અદ્ભુત પ્રસંગને**

**જાતે નિહાળવા તત્પર થયા અને જે સ્થળે આ બનાવ બન્યો હતો ત્યાં આવી પહોંચ્યા. પોતાના સેવકોએ કરેલી વાત સાચી જણાતાં તેઓ પણ બહુ વિસ્મય પામી પોતાની બેઅદબી માટે પૂજ્ય સૂરીશ્વરજી મહારાજા પાસે ક્ષમા યાચવા પધાર્યા.**

પૂર્વવત્ રાજવીઓના અનેક દ્રષ્ટાંતો આપણને મળી આવે છે કે જેઓ આવા પ્રસંગને જોઇ રાજ્યદંડની વાત નહિ કરતાં ગુરૂદેવોની અદ્ભુતશક્તિઓને નમન કરતા હતા અને એવા ગુરૂદેવોની આજ્ઞાને શિરસાવંદ્ય માની ન્યાય અને નીતિથી રાજ્યશાસન ચલાવતા હતા. એવા આ નવાબ સાહેબે ઉપાશ્રયમાં પધારી પૂજ્યશ્રીને વંદના કરી પોતાની ભૂલ માટે નરમહૃદયે પશ્ચાત્તાપ જાહેર કરી ક્ષમા આપવા વિનંતી કરી. **પૂજ્યશ્રીએ નવાબને જગતના સર્વ જીવો સમાન છે-સમાન દ્રષ્ટીને પાત્ર છે એમ સચોટ ઉપદેશ આપી ફરીને આવું હિંસકકૃત્ય નહિં કરવા આજ્ઞા આપી.** આજે તો ચોમેર જ્યાં જુઓ ત્યાં આર્યાવર્તની ભૂમિ નિર્દોષ જીવોના લોહીથી ખરડાયેલી જણાય છે. આ આપણી સંઘ સત્તાની નબળાઇનું કારણ છે. જે સમયે સંઘસત્તા-મહાજનસત્તા વ્યવસ્થિત અને સંગઠીત હતી તે સમયે દિનપ્રત્યે જીવહિંસાના સમાચારો આજે મળે છે તેવી સ્થિતિ નહોતી. આજે તો આપણા રાજવીઓ વિદેશીઓના પગલે ચાલીને જીવહિંસાને પોતાની દૈનિકચર્યા હોય એમ માની અનુકંપાગુણને હૃદયમાંથી દેશવટો દઈ રહ્યા છે. આજના

મહાજનો લાચાર છે. શાબ્દિકવિરોધ સિવાય બીજી કોઈ શક્તિ નથી કે તે પોતાના રાજવીને નિર્દોષ પશુ-પક્ષીઓની થતી હિંસા અટકાવી શકે. આજે જીવદયાનો ઝરો સુકાતો જાય છે અને તેથીજ જીવો જગતમાં અનેક રિદ્ધિ-સિદ્ધિ પામવા છતાં પણ દુઃખી દેખાય છે. આપણને બીજા નિર્દોષ જીવને હણવાનો શું અધિકાર છે? આપણે આજે દયાશુષ્ક બનતા જઇએ છીએ. જે કીડી-મંકોડી હણવાથી આપણને અરેરાટી ઉપજતી તે 'અરેરાટી' શબ્દ આપણા મગજમાંથી ગુમ થઈ ગયો છે. આજે ઠેરઠેર વ્યવસ્થિત કત્લખાનાઓમાં હજારો ઢોરોની કત્લ થાય છે. આજે ઠેરઠેર નિર્દોષ પશુ પક્ષીઓના સંહાર થાય છે. ભગવાન નેમિનાથ જેવા શ્રી તીર્થંકરદેવની સંસારી અવસ્થામાં લગ્નની જાન જોડાઇ. આ લગ્ન ઉત્સવ અંગે સામા પક્ષે નિર્દોષ પશુ-પંખીઓને અન્ય જીવોની હિંસા મ્હેમાનોની મીજલસ માટે કરતાં પશુઓનો પોકાર ભગવાનના હૃદયને સ્પર્શ્યો. અને ભગવાનનું હૃદય કકળી ઉઠ્યું કે મારા એકના લગ્ન માટે આટલા બેસુમાર પશુઓની હિંસા? તેમણે ત્યાં જીવદયા ચિંતવી અને લગ્નનો વિચાર પડતો મૂકી પાછા ફરી સર્વવિરતિનો સ્વીકાર કર્યો. એ પણ એક રાજકુમાર હતા. પરંતુ આજના રાજવીઓ એશઆરામ અને મોજશોખમાં મસ્ત હોય ત્યાં એમને સાચો ધર્મ કોણ સમજાવે? આજનું વાતાવરણ સર્વત્ર એકસરખુંજ હોય ત્યાં કોણ કોનો દાખલો લ્યે?

આગળના સમયમાં ખંભાતના નવાબ સાહેબ જેવા

મુસ્લીમ રાજવીને પણ પોતાના હૈયામાં પોતાની જીવહિંસાની ભૂલ ઉતરે છે અને તેઓશ્રી સૂરીશ્વરજી મહારાજા પાસે પોતાના કૃત્યની ક્ષમા યાચે છે, ત્યારે કહેવું જોઈએ કે એ હૃદય કેટલું સરળ અને સત્યનું અર્થી હોવું જોઈએ? પૂજ્ય શ્રી નવાબ સાહેબને રાજવીધર્મ સમજાવતાં **કુરાને શરીફ શું ફરમાવે છે તે જણાવતાં કહે છે કે કુરાને શરીફ કહે છે કે પુણ્ય કરો, કોઈનું ભલું કરો, બદી છોડો, નેકી કરો, ખુદાનો ખોફ રાખો, કોઇ જીવને ન સતાવો, જેવું કરશો તેવુંજ પામશો, જેવા કામ કરશો તેવી શિક્ષા કે બક્ષીસ મળશે. ગાય જેવા ઉપકારી પ્રાણીની કુરબાની એતો મહાઅનર્થકારી અને જીવને અધોગતિમાં લઇ જનારૂં કૃત્ય છે.** એમ નવાબને ઉપદેશ આપી જણાવ્યું કે કોઈનું પણ અકુદરતી મરણ નીપજાવવાની ભાવના કરવી એ પોતાના આત્માનું ઘોરઅધઃપતન છે. દયાથીજ જન્નત (સ્વર્ગ)ના દરવાજા ખુલ્લા થશે. વિ૦ પ્રતિબોધ આપતાં નવાબના હૃદયને અસર થઈ અને જીવહિંસા ત્યાગ કરવાનો નિશ્ચય કરી લીધો.

આમ આ ચમત્કારથી જેમ શ્રીસંઘના હૈયા હર્ષઘેલા બન્યા તેમ **જૈનશાસનની ઉન્નતિ થયેલી જોઇ શ્રાવકો ક્રિયાનો આદર કરવા લાગ્યા. સ્વામીવાત્સલ્ય, પૂજા, પ્રભાવના, ગુરૂભક્તિ અને અભયદાન આદિ ચઢતા પરિણામે સાચવી જીવનનો લહાવ લેવા લાગ્યા.**

આમ ખંભાતમાં ધર્મની અપૂર્વ પ્રભાવના કરતાં કરતાં

પૂજ્યશ્રી કાવી, ગંધાર-જંબુસર થઈ ભરૂચ મુકામે પધાર્યા તેમજ સદ્ઉપદેશથી ક્રિયોદ્ધાર કરતાં, અનેક જીવોને ધર્મ-માર્ગમાં જોડતાં સ્થિર કરતાં સુરત, વડોદરા થઈ માલવદેશ તરફ વિચર્યા. માલવદેશમાં આ સમયે દ્રવિડ દેશના બારસો જેટલા પાખંડીઓએ ધર્મના નામે ધતીંગ ચલાવવા માંડયું હતું. **જગતમાં જેમ પાપ અને પુણ્ય, સત્ય અને અસત્ય તડકો અને છાંયડો વિગેરે આદિ અનાદિ છે તેમજ સત્ય સામે પાખંડ પણ અદિ અનાદિ છે.** જ્યાં સુધી સત્યની જ્યોત જગાવનારાં જ્યોતિર્ધરોનો ભેટો જગતને થતો નથી ત્યાં સુધી ધર્મમાર્ગથી વંચિત રહેલા જીવો નિર્દોષભાવે પાખંડીઓને ધર્મગુરૂ માનીને પૂજે છે. પરંતુ સૂર્યના આગમન સાથે જેમ રજની પોતાની સોડ સંકેલી લેછે, પોલીસ આવતાંની સાથે જેમ ચોર--ડાકુઓ નાશી જાય છે તેમજ શાસન ચોકીની રક્ષા કરનાર પૂજ્યશ્રીના પધારવા સાથે અસત્ય ફેલાવી રહેલા દ્રવિકો પકડાઈ જાય છે. પૂજ્યશ્રી તેમને સન્માર્ગદર્શન અર્થે ધર્મના દશ લક્ષણો સમજાવે છે અને ફરમાવે છે કે **જ્યાં આ દસ લક્ષણો વિદ્યમાન હોય ત્યાંજ ધર્મ વિદ્યમાન હોય છે.** જેના આચરવાથી પોતાના આત્માનો ઉદય અને આત્મકલ્યાણ થાય તેજ ધર્મ અને જે કાર્યની શરૂઆત ન્યાયથી થાય અને અંત પણ એજ રીતે આવે તેજ ધર્મ.

**આ પ્રકારનો સતત ઉપદેશ સાંભળીને એ ૧૨૦૦ દ્રવિડો મિથ્યાત્વથી વિરમી સમ્યકત્વસાધક થવા અને શ્રી ગુરૂરાજના પરમઉપાસક બની અત્યંત**

**આભાર માનતા શુદ્ધ ક્રિયાઓ કરવા થકી જન્મને સફળ થયેલો જાણી અતિ આનંદિત થયા.**

હવે ગુરૂજીને માલવ પ્રદેશના મધ્યમાં વિહાર કરવાનો વિચાર હોઇ ક્ષિપ્રા નદીને પેલે પાર જવું હતું પરંતુ નદીમાં જળ હોઇને દોષ લાગે એ હેતુથી વિહારનો વિલંબ કરી જળ સુકાય ત્યારેજ નદી પાર ઉતરવા નિર્ણય કર્યો. પરંતુ કુદરતના દૈવીસંજોગો અને **આ મહાત્માના ધર્મની ઉત્કૃષ્ટ આરાધનાના પ્રભાવબળ વડે તે નદીના અધિષ્ટાયક દેવે જળપ્રવાહને જડ બનાવી સ્થળરૂપ કરી દીધો** જેથી ગુરૂદેવને ધારેલી સફળતા પ્રાપ્ત થઇ અને **ક્ષિપ્રા નદી** આસાનીથી ઉતરી ગયા. નિશ્ચલમનોબળ–ઉત્કૃષ્ટ આધ્યાત્મિક બળ અને ઇષ્ટદેવાની આરાધના કરનારને માટે જો મુક્તિ અશક્ય નથી તો આવી દુન્યવી મુશ્કેલીઓ તો કેમજ અંતરાયરૂપ બને ? આમ પોતાનો મનસુબો પાર પડતાં પૂજ્યશ્રી આગળ વિહાર લંબાવે છે **ત્યાં ઇસ્લામ ધર્મના ચોર્વાસ પીરોના સ્થાનક પાસેથી પસાર થાય છે. આ પીરો જાગતી જીવતી જ્યોતિરૂપ હતા તેમણે ગુરૂદેવના આત્મબળની કસોટી અર્થે કેટલાક પ્રશ્નો પુછયા. ગુરૂદેવના ઉત્તરોથી પોતાની જાતને મ્હાત થયેલા જોઈ એ પીરોના મનમાં ગુરૂરાજનો ઉપદેશ ઠસી જતાં તેમનું બહુમાન કરવા લાગ્યા.**

આમ વિહાર કરતાં કરતાં રાજા વીરવિક્રમ અને ભોજના પરાક્રમોથી પ્રખ્યાત થયેલ ઉજ્જૈન નગરીમાં પૂજ્યશ્રી પધાર્યા.

જ્યાં ક્રિયાનુષ્ઠાનો વિષે પ્રવર્તતી અંધાધુંધીને સાફ કરી, અનેક બાળ જીવોને પ્રતિબોધી–સન્માર્ગમાં જોડી તેમને ભવભીરૂ બનાવ્યા. તેમજ ઉજ્જૈન નગરીના રાજવીને પ્રતિબોધી જીવદયાનું યથાર્થતાત્પર્ય ગંભીરપણે સમજાવી **જીવહિંસા બંધ કરાવીને રાજાને શ્રાવકધર્મ અંગીકાર કરાવ્યો.** આજે વર્તમાનમાં અમુક રાજવીઓ વિવેકની ખાતર કોઇ આચાર્યોના વ્યાખ્યાનોમાં જાય છે અને કામચલાઉ અમુક દિવસો માટે જીવહિંસા બંધ કરવા ફરમાવે છે અને ગુરૂદેવના ગયા પછી પાછી એજ સ્થિતિ ચાલુ રહે છે.

**પૂજ્ય આચાર્ય ભગવાન શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ જે જે રાજવીઓને પ્રતિબોધ્યા છે તે હમેશ માટે એ માર્ગમાં સ્થિર થયા છે.** માલવદેશમાં જીવહિંસાને અટકાવવા માટે ઉપર કહ્યા તેવા અનેકવિધ પ્રયત્નો ઉપરાંત પૂજ્યશ્રીએ **હજારૂ નામના કસાઇને જીવહિંસાના કૃત્યથી ઉપદેશવડે મુક્ત કરી તેને દયામય ધર્મ ઉચ્ચરાવ્યો.**

આમ માલવભૂમિમાં ક્રિયાનુષ્ઠાનો અંગેના અપકૃત્યોને સાફ કરી, અનેક જીવોનો ઉદ્ધાર કરી, તેમજ જીવહિંસા બંધ કરાવી પૂજ્ય આચાર્ય ભગવાન **મેવાડ ભૂમિના પાટનગર ઉદયપુરમાં** પધાર્યા. ત્યાં પણ માલવ પ્રદેશની જેમ લોકોને ધર્મનો સાચો રાહ બતાવી પુનઃ પૂજ્યશ્રી **જોધપુર** નજીક આવી પહોંચ્યા. જંગલખાતાના અફસરને પૂજ્યશ્રીના આગમનના સમાચાર **સૌથી** પહેલાં પોતાના હંમેશા રિવાજ

श्रीनागपुरीयतपागच्छाधिराज शासनप्रभावक
प्रातःस्मरणीय, प० पू० श्री १००८
श्रीमत्पार्श्वचंद्रसूरीश्वरजीनी देरी



मांडलमां श्री पार्श्वचंद्र गच्छना उपाश्रयमां
स्थापित दादानी देरी.
तात्कालिक वांछितफल दाता.

મુજબના પર્યટનથી થઇ અને તેણે શહેર તેમજ રાજ્યમાં ગુરૂ આગમનની વધાઈ આપી. **જોધાણનાથ અને શ્રીસંઘે** પૂર દમામથી પૂજ્યશ્રીનું સ્વાગત કર્યું અને ઉપાશ્રયે લાવવામાં આવ્યા.

**જોધપુર**માં ગુરૂદેવના આગમન સમયે ભારે દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો. અનેક મુંગા પ્રાણીઓ કાળના જડબામાં હોમાઈ રહ્યા હતા. લોકો ભારે ત્રાસને પામી રહ્યા હતા. તેમણે રાજા જોધાણનાથને કહ્યું કે આપ પૂજ્યશ્રીને વિનંતી કરો તો તેઓશ્રીના પ્રભાવબળથી અનેક જીવો ઉગરી જાય એવો રસ્તો જરૂર નીકળી આવશે. રાજાએ પોતાની પ્રજાની લાગણીને તુરતજ માન આપ્યું. ગુરૂરાજને વિનંતી કરી પણ ગુરૂદેવ તો મૌનજ રહ્યા. પરંતુ **ભક્ત ભૈરવ ગુરૂમહિમા અને ધર્મનો વિજયડંકો તથા અભયદાનનું ઉત્તમ કારણ જાણી ગુરૂ ધ્યાનબળવડે મેઘવૃષ્ટિ થવાની સિદ્ધિ શરૂ કરી.** લોકો પોતાના ઘર તરફ ફર્યા અને સ્વચ્છ આકાશ વાદળોથી ઘેરાવા લાગ્યું. અને જોતજોતામાં ગાજવીજ સાથે મુશળધાર વરસાદ આવવા લાગ્યો, ખૂબ વૃષ્ટિ થવાને કારણે કેટલાક મકાનો પડવા લાગ્યા આથી રાજા જોધાણનાથે ગુરૂદેવ પાસે આવી બહુ વિનયપૂર્વક જણાવ્યું કે આપના પ્રતાપે આ દેશના અનેક જીવોને અભયદાન પ્રાપ્ત થયું છે. સુકી ભૂમિ જળજળાકાર બની છે. અને જેમ વજસ્વામી, વિષ્ણુકુમાર અને આર્યસુહસ્તિસૂરિજીના તપોબળે શ્રીસંઘોના કાર્યો કરી આપદાનો અંત આણ્યો હતો તેમ આપે અમારા

ચિંતામગ્ન હૈયાને શાંત કર્યા છે. પરંતુ કૃપા કરી હવે સંપૂર્ણ વૃષ્ટિ થઇ છે તો તેને બંધ કરો !

પ્રતાપી ગુરૂરાજે ભક્ત ભૈરવની કરણીને સંકેલવાનો સંકલ્પ કર્યો કે તુરતજ તે બંધ પડી. આમ આ મહદ્ ઉપકારથી મોતના જડબામાં ટપોટપ પડતાં જીવો બચી ગયા અને સારાયે દેશમાં આનંદમંગળ પ્રવર્તી રહ્યો.

લોકોમાં એ દ્રઢતાએ વાસ કર્યો કે પૂજ્યશ્રીપાર્શ્વચંદ્ર-સૂરીશ્વરજી મહારાજાનો પ્રબળપ્રભાવ એવો છે કે **જેમનાં દર્શન કરતાંજ દારિદ્ર દૂર ભાગે છે, હર્ષનો સાગર ઉભરાય છે, પીડાતા જીવો પરમ આનંદને પામે છે અને સકળ જીવોનું હિત થાય છે અને આ શાસન પ્રભાવક પુરૂષના પગલાં જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં તે ભૂમિ પાવન થવા સાથે હમેશા આનંદમંગળ વર્તે છે.** આ મહાપુરૂષના યશોગાન અને પ્રભાવિકપણાની સ્તુતિઓ ઠેરઠેર થવા લાગી.

**એક વાત નિર્વિવાદ છે કે જ્યાં શ્રી જિનરાજ દેવ છે, શાંતિનિધિ ગુરૂ છે, કૃપાસમુદ્ર ધર્મ છે, શુદ્ધ અન્નપાન અને વસ્ત્ર વડે પ્રવર્તન છે, ચિદાનંદ માટે વિદ્યા છે અને જ્યાં ઉપકાર એજ નિત્યકર્મ થઇ પડેલ છે એવા શ્રમણપણાને નિહાળીને કલ્પવૃક્ષના લાભની માફક કયો માણસ સુખી ન થાય ?**

**અચિંત્ય મહિમાવંત સૂરીશ્વરજીના સદ્બોધથી મુણોતગોત્રીય ક્ષત્રી રજપુતનાં ૨૨૦૦ ઘરવાળાઓને પ્રતિબોધ આપવાથી તેઓ મુણોતગોત્રી પરમ જૈન ધર્માનુરાગી શ્રાવક થયા અને શુદ્ધ ક્રિયાનુષ્ઠાન અપનાવીને ઓશવાળ વંશી ગણાયા.**

પૂજ્ય સૂરીશ્વરજી મહારાજાએ મરૂધર (મારવાડ) માં સદ્ઉપદેશના પ્રતાપે **બાવીશ ગોત્રીઓને પ્રતિબોધ આપી જૈનધર્મી કર્યા.** તે હાલ સુધી પણ વિદ્યમાન છે જેમના ગોત્રોના નામો નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧ બાંઠીયા | ૯ બરડીયા | ૧૬ ભણશાલી |
| ૨ દફતરી | ૧૦ રાખેચા | ૧૭ શ્રીમાલ |
| ૩ બેગવાણી | ૧૧ રામપુરીયા | ૧૮ ભંડારી |
| ૪ તાતીડ | ૧૨ દુગડ | ૧૯ ટેટીયા |
| ૫ લોઢા | ૧૩ મુણોત | ૨૦ ચોધરી |
| ૬ છોરિઆ | ૧૪ આંબલીયા | ૨૧ સોની |
| ૭ નવલખઆ | ૧૫ ગોગડ | ૨૨ ઘોડાવત |
| ૮ ખટોલ | | |

આમ હજારોને જૈનધર્મી બનાવતાં, રાજવીઓને પ્રતિબોધતાં પૂજ્યશ્રી પાસે **જોધપુરનો એક રાજવંશી કુમાર વૈરાગ્યવંત થતાં ચાતુર્માસ** પૂર્ણ થયે માતાપિતાની અનુમતિ મેળવી પૂ૦ સૂરીશ્વરજીના હાથે દીક્ષા અંગીકાર કરી. આ નવદીક્ષિતનું નામ **મુનિ ઉદયચંદ્રજી** રાખવામાં આવ્યું.

**પૂજ્ય આચાર્યભગવાનશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા** જોધપુરનું ચાતુર્માસ પૂર્ણ કરી પુનઃ **નાગોર નગરે** પોતાના ગુરૂદેવ **શ્રી સાધુરત્નસૂરિજીનાં** ચરણને નમસ્કાર કરી, સુખસાતા પુછી વિશેષ વિનય વૈયાવચ્ચ સાચવી **આલોયણા તપ** અંગીકાર કરી આનંદ પામ્યા. ગુરૂદેવે શિષ્યના ઉત્સાહની વૃદ્ધિ થાય એવા આશીર્વચનો ઉચ્ચાર્યા. પૂજ્યશ્રી ગુરૂદેવ સાથે કેટલોક સમય રહ્યા બાદ **બીકાનેર, રતનગઢ, જયપુર, દિલ્હી, આગ્રા, બનારસ, મુર્શીદાબાદ, રાજગૃહી** અને **શ્રી સમ્મેતશિખરજી** આદિ તીર્થની યાત્રા કરી. રસ્તામાં દરેક સ્થળે શ્રી જિનશાસનની પ્રભાવના કરતાં, જ્ઞાનરૂપી અમૃતનો આસ્વાદ ભવિકજનોને ચખાડતા હતા. એક સ્થળે બે પક્ષો વચ્ચે કેટલીક ધાર્મિક વિચારણાઓ સંબંધમાં મતભેદો ઉભા થતાં તેનું સમાધાન મેળવવા આ શાસ્ત્રવિશારદ સૂરિપુંગવ પાસે તેઓ આવી પહોંચ્યા. સૂરીશ્વરજીએ તેમને શંકાશીલ પ્રશ્નો પૂછવા અને તેના યોગ્ય ઉત્તરો આપવા માટે સહર્ષ જણાવ્યું. પૂછાયેલા તમામ પ્રશ્નોના ઉત્તરો સંતોષ મળતાં બંને પક્ષો વચ્ચેનો માન્યતા ભેદ દૂર થયો. આમ પૂ૦ આચાર્યભગવાનના જ્ઞાનબળ, તર્કશક્તિ અને શાસ્ત્રોક્તજ્ઞાન જોઇ તેઓ એક બીજા પ્રત્યે કહેવા લાગ્યા કે **જૈનાચાર્યો જે સર્વજ્ઞ પુત્રોના બિરૂદનો દાવો કરે છે તે ખરેખર અક્ષરસ સત્ય છે.** વિશેષમાં સૂરીશ્વરજીએ કેટલાક **અવધાનો** કરી બતાવ્યા જેથી વિવાદગ્રસ્ત ઉભય પક્ષો આનંદિત થયા.

શ્રી તીર્થંકર ભગવંતોએ પોતાની પછી ત્રીજા પંચ બી

આચાર્ય ભગવાનોને શાસનના નાયક તરિકે નિર્માણ કરેલા છે. શાસનને સુસમર્પિત થયેલા આચાર્યો શાસનનેજ જીવનમાં ભાવતા હોવાથી ભાવાચાર્ય તરીકે પૂજાવાને લાયક છે. જ્ઞાનાચારાદિ જેવા પાંચ આચારોને જીવનમાં અખંડપણે પાળતા ભાવાચાર્યોને લોકહેરી કદી સ્પર્શી શકતી નથી. એથીજ એ **તારકો** ભવ્યાત્માઓને ધર્મના સાચા રસીયા બનાવી શકે છે. ભાવાચાર્યો લોકહેરીથી પર રહી પંચાચારનું પાલન કરવા અને કરાવવામાં ઉદ્યુક્ત હોવાને લીધે વિશ્વમાં પોતાની યુગપ્રવર્તાને અબાધિત રાખી શકે છે. આમ સાચા ભાવાચાર્યની કોટિમાં **શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજા પોતાના આધારે રહે-નારાઓ ઉન્માર્ગે ન જાય અને સદાય સન્માર્ગમાંજ રહે એની પુરતી કાળજી ધરાવી રહ્યા છે. ભાવાચાર્યો શાસન પ્રત્યેની પોતાની ફરજ અદા કરવામાં પાછી પાની કરતા નથી આમ પૂજ્યશ્રી અનેકનો ઉદ્ધાર કરતાં, તત્ત્વવાદ વડે દિગ્વિજય કરતાં અનેક અલ્પ સંસારી જીવોને દીક્ષામાર્ગમાં જોડ્યા બાદ **કલકત્તા** થઈ **પટણા** વિગેરે સ્થળોએ વિચરતાં પૂજ્યશ્રીએ દક્ષિણ ભણી વિહાર લંબાવ્યો.

અગાઉની આગાહી મુજબ દક્ષિણમાં વીચરી રહેલા પૂજ્યશ્રીના શિષ્યરત્ન **મુનિરાજ શ્રી વિજયદેવજી**એ ત્રણ વર્ષમાં સવાલાખ ચિંતામણી ગ્રંથનું અધ્યયન કરી પ્રવર પંડિત થયા હતા. એ સમયે **બીજાપુર ગામમાં** પાંચસો પંડિતો ધર્મચર્ચા માટે એકત્ર થયા હતા, જ્યાં પંડિતપ્રવર શ્રી વિજયદેવ મુનિરાજ પણ આમંત્રણથી પધાર્યા અને વિવા-

દમાં વિજય મેળવી પોતાનું બિરૂદ સાર્થક કરી સર્વને આનંદ આપ્યો. ત્યાંના રાજાએ શ્રી વિજયદેવજીની અદ્‌ભુત વિદ્વત્તા અને શાસ્ત્રપારંગતપણું જોઇને તેમને આચાર્યપદનો અધિકાર સુપ્રત કર્યો. આચાર્ય **શ્રી વિજયદેવસૂરીશ્વરજી** મહારાજા સૂરિમંત્રના જાપક બની ધર્મઘોષ ફેલાવી **નાગપુર** તરફ પધાર્યા. એ અરસામાં આચાર્ય મહારાજ શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી ત્યાં પધારતાં શ્રીવિજયદેવસૂરિજી શ્રીસંઘ સાથે ગુરૂદેવનો સત્કાર કરવા પધાર્યા અને સામૈયાપૂર્વક તેઓશ્રીને **નાગપુર** નગરમાં પ્રવેશ કરાવ્યો અને શ્રીસંઘની વિનંતીથી એ સાલનું ચાતુર્માસ ત્યાંજ થયું. ત્યાં શ્રાવક–શ્રાવિકાઓને પ્રતિબોધી ધર્મમાર્ગમાં લીન કર્યા.

વિ. સં. ૧૫૯૪ની સાલથી પૂજ્યજીએ આગમાદિનું સંશોધન કરી કેટલાક નવીન ગ્રંથોની રચના કરી મહાન લાભ પ્રાપ્ત કર્યો. ત્યારબાદ પૂજ્યશ્રી પોતાના શિષ્યરત્ન શ્રી વિજયદેવસૂરિજી સહિત ચાતુર્માસ પછી વિહાર કરી ગામેગામ પાવન કરતા અનેક જીવોને ઉન્માર્ગથી બચાવી સન્માર્ગમાં વાળતાં ધર્મની વૃદ્ધિ કરવા લાગ્યા.

આ વખતે **ચિતોડગઢપતિ મહારાણા શ્રી સંગ્રામસિંહજીની** કચેરીમાં ખરતર ગચ્છ, તપગચ્છ, કડવામતિ આદિ એકત્ર થયા હતા. આ કચેરીમાં જંગમયુગપ્રધાન જાણી **નાગપુરીયતપાગચ્છાધિરાજને** પણ પધારવા માટે રાજાનું આમંત્રણ મલ્યું હતું જેથી પૂજ્યશ્રી **ચિતોડ** પધાર્યા. ધર્મચર્ચામાં પૂજ્યશ્રીએ ભાગ લઇ **વિજય પ્રાપ્ત કરી**

**એકત્ર થયેલા પંડિતો તેમજ અન્યત્ર મેદનીને આનંદિત કર્યા. તેમજ શ્રી આણંદવિમલસૂરીશ્વરજીએ** પૂછેલા પ્રશ્નોના સચોટ ઉત્તરો આપી શ્રોતાજનોને મુગ્ધ કરી દીધા હતા.

મહારાણાજીને વાસ્તુશાસ્ત્ર સંબંધી કેટલાક ખુલાસાઓ જોઈતા હતા જે આ મહાપુરૂષ પાસેથી સંતોષકારક મળતાં તે અત્યંત સંતુષ્ટ થયા. વિ. સં. ૧૫૯૮ની સાલમાં પૂજ્યશ્રીએ **શંખલપુર**માં પગલા પાવન કર્યા. તે સમયે **શ્રીમન્નાગપુરીય તપાગચ્છાધિરાજ શ્રીસોમવિમલસૂરીશ્વરજી** બિરાજમાન હતા. તેઓશ્રીએ **શ્રીપાર્શ્વચંદ્રસૂરિજીને** સર્વ પ્રકારે યોગ્યતાવંત અને **ઉત્તમોત્તમ** જૈનતત્વપ્રકાશક જાણી સર્વ આચાર્યોની સમ્મતિ સહ **યુગપ્રધાનપદ** આપવાની વિચારણા કરી નિશ્ચય કર્યો. શ્રી સંઘને પણ આ પદોત્સવ ઉજવવા ઉર્મીઓ થઈ તે માનવા લાગ્યા કે **પૂજ્યશ્રી વચનાતિશયવંત** વિદ્યમાન છે માટે તે યુગપ્રધાનપદ માટે બરાબર લાયક છે. તે સાથે પૂજ્યશ્રીના સુયોગ્ય શિષ્યરત્ન શ્રી **સમરચંદ્રજીને** ઉપાધ્યાયપદ આપવાનો લ્હાવો લેવાનો પણ નિરધાર કર્યો. શ્રી સંઘે પોતાના આંગણે પદોત્સવ શરૂ કર્યો.

આ માંગલિક કાર્યમાં પુણ્યપ્રભાવક અને માર્ગાનુસારી શ્રાવક **મોઢજ્ઞાતીય શેઠ વિક્રમશાહ તથા શેઠ સધરશાહ તેમજ શ્રીમાળીજ્ઞાતીય શેઠ હેમાજીના સુપુત્ર ડોસાશાહ અને શેઠ ડબાશાહ, લાધાશાહ, પાશરાજ** એ છ ભાગ્યશાળીઓએ અગ્રભાગ લઈ જીવનને સાફલ્ય કર્યું.

આ મહોત્સવમાં ભાગ લેવા માટે ઠેરઠેરથી આમંત્રણ પત્રિકાઓને માન આપી ભાવિકજનો, આચાર્ય મહારાજો, ગીતાર્થ પંડિતો વિગેરે મોટો સમુદાય એકત્ર થયો હતો. એ પ્રસંગમાં પૂજ્યજીના પ્રતિબોધથી જૈનધર્મી બનેલા રાજા, મહારાજા, રાણાશ્રી વિગેરે પણ ત્યાં પધાર્યા હતા અને શોભામાં અભિવૃદ્ધિ કરી હતી. પૂજાઓ, પ્રભાવના, સ્વામીવાત્સલ્યાદિ ધર્મ અને ગુણાનુરાગી કાર્યોની જ્યોત જળહળતી હતી. સર્વત્ર અમારીપડહ વજડાવ્યો હતો. સુગીતાર્થ આચાર્ય શ્રી **સોમવિમળસૂરિજીના** વરદ હસ્તે શ્રીચતુર્વિધસંઘની અનુમતી અને હાજરી વચ્ચે જૈન વિધિ પ્રમાણે **પૂજ્યજીને યુગપ્રધાનની** અને **સમરચંદ્રજીને** ઉપાધ્યાય પદવીઓ એનાયત કરવામાં આવી. આ પ્રસંગે યાચકોને દાન, અતિથિઓને ભોજનાદિ વિગેરે અનેકવિધ કાર્યો થયા. આ પ્રસંગની યાદરૂપે અનેક શ્રાવક–શ્રાવિકાઓએ સંખ્યાબંધ વ્રત–નિયમાદિ પચ્ચખાણો ગ્રહણ કર્યા. **વિવેકી સજ્જનો હંમેશાં સંસારની અસારતા સમજી આવા પુણ્ય પ્રસંગો ઉજવવા તન, મન, ધનથી ઓતપ્રોત થાય છે.**

ત્યારબાદ જંગમયુગપ્રધાન આચાર્યભગવાન **શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજા** શિષ્યમંડળ સાથે સામૈયાપૂર્વક **ખંભાત** બંદરના ઉપાશ્રયમાં પધાર્યા હતા. આ વખતે આચાર્યશ્રીવિજયદેવસૂરીશ્વરજીના કાળને નજીક આવતો પૂજ્યશ્રીએ જોયો અને આચાર્યશ્રીને અણસણ અદરાવ્યું. થોડાજ સમય બાદ શ્રીવિજયદેવસૂરીશ્વરજી સમાધિપૂર્વક

સ્વર્ગે સિધાવ્યા. આમ રાજા મહારાજાને પૂજવા યોગ્ય, ન્યાય-શાસ્ત્રપારંગત, પંડિતપ્રવરશ્રીના દેહોત્સર્ગથી પૂજ્યશ્રીને ભારે ખેદ થયો. શાસનના આવા ઝળકતા કોહીનુર જવાથી કોને ખેદ ન થાય? આ બનાવ બન્યા બાદ વિ. સં. ૧૯૦૦ની સાલમાં પૂજ્યશ્રી **ખંભાતથી** વિહાર કરી **રાજનગરમાં** ભારે ધામધૂમપૂર્વકના શ્રીસંઘના સત્કારથી પધાર્યા. યુગપ્રધાન આચાર્ય ભગવાને પોતાના ધર્મ વ્યાપારની પ્રખ્યાત પેઢીનો વહીવટ ચોખવટપણે ચલાવી અને હળવાકર્મી જીવોને લાભ આપી શુદ્ધ ક્રિયાનુષ્ઠાનવંત કર્યા.

ત્યારબાદ **શ્રીશત્રુંજયતીર્થ** ફરસવાના ભાવથી પૂજ્યશ્રી કાઠિયાવાડ તરફ વિચર્યા અને ત્યાં જઈ શ્રી ગિરિરાજને વંદી અંતરંગમાં ઉચ્ચ ભાવની શ્રેણીમાં તલ્લીન થયા અને ત્યાં **લઘુસિંહનિઃક્રીડિતતપ** આરંભ્યો. કેટલોક સમય ગિરિરાજની શીતળ છાયામાં આત્મધ્યાનયુક્ત વ્યતીત કર્યા બાદ વિહાર કરી ગુરૂજી **વાંકાનેર** પધાર્યા અને ત્યાં શુદ્ધોપદેશ આપી ભવિ જીવોનો ઉદ્ધાર કરી **પાટણ** નગરે પધાર્યા. ત્યાંથી મરૂધર (મારવાડ) ભૂમિમાં પગલાં પાવન કરી ધર્મની વિજય પતાકા ફરકાવી. પૂજ્યશ્રીએ **બાળસાહિત્યની** પણ રચના કરી છે કે જે કાવ્યો ન્હાનકડાં બાળકો ઉલ્લાસપૂર્વક ગાવા સાથે ભાવવાહી પ્રેરણાનું પાન કરી શકે.

વિ. સં. ૧૯૦૩ ની સાલમાં પૂજ્યશ્રી ધામધુમથી **નાગોર** પધાર્યા. **મારવાડ પ્રદેશમાં ૩૫૦૦ લોઢાગોત્રીય મહેશ્વરી ધર્મ પાળનારાં ઘરો હતા.** તેઓ તેમજ **બાંઠીયા ગોત્રીને**

પણ મહેશ્વરી ધર્મ પરિત્યાગનો ઉપદેશ આપી શુદ્ધ જિન-ભાષિતધર્મ અંગીકાર કરાવ્યો. તેમજ **વીરમગામમાં** વિશાશ્રીમાળી મહેશ્વરી ધર્મપાલક કુટુંબોની શુદ્ધિ કરી શ્રાવક ધર્મમાં આણ્યા. જેનો પરિવાર અદ્યાપિ પર્યંત મોજુદ છે. **દેશાઈ ટોકર ચતુર** સાત ન્યાતના શેઠ હમણાં સુધી વિદ્યમાન હતા. તેઓ સર્વેને **પુનમની ચૌમાસી અને પાંચમનું સંવત્સરી પ્રતિક્રમણ ગચ્છની પરંપરા મુજબ ક્રિયાનુવાદ કરાવ્યો.**

એજ સાલ એટલે વિ. સં. ૧૬૦૩ માં પૂજ્યશ્રીને એક **બીજો** આઘાત શિષ્યરત્ન શ્રીવિજયદેવસૂરિજીના કાળધર્મ પછી પોતાના ગુરૂદેવ **શ્રી સાધુરત્નસૂરિજીના** દેહોત્સર્ગથી લાગ્યો. નિરંતર ધર્મધ્યાન કરતા અને સદુપદેશવડે ભવિજનોનું કલ્યાણ કરતા, આયુષ્ય મર્યાદા ખૂટતાં તેઓશ્રી આ અસાર સંસારને છોડી **સ્વર્ગે** સિધાવ્યા. આ કાળધર્મ નિમિત્ત શ્રી સંઘે ભારે ઉત્સાહથી પૂજાઓ ભણાવવા સાથે બીજા ધાર્મિક અનુમોદનીય અનેક કાર્યો કર્યા.

પૂજ્યશ્રી જંગમયુગપ્રધાન આચાર્ય ભગવાન શ્રી **પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** ભગવાનના યથાર્થ જ્ઞાનબળનો બહુજ થોડાને ખ્યાલ છે એમ તેઓશ્રીએ રચેલા જૈનધર્મી ગ્રંથો, સ્તવનો, સજ્ઝાયો, ચૈત્યવંદનો, સ્તુતિયો, સ્તોત્રો, સૂત્રોના બાળાવબોધ વિગેરે અનેકવિધ મનનીય, વિદ્વત્તાશક્તિથી ભરપુર પુસ્તકોની નીચેની નામાવલી પરથી કહી શકાય એમ છે.

શ્રીમન્નાગપુરીયતપાગચ્છગગનનભોમણિ શાસન-
પ્રભાવક પ્રાતઃસ્મરણીય પ૦ પૂ૦ શ્રી ૧૦૦૮
શ્રીમત્પાર્શ્વચંદ્રસૂરીશ્વરજીની દેરી.



ખંભાત બારપીપળાની ધર્મશાળા પાસે
સ્થાપિત દાદાની દેરી.
તાત્કાલિક વાંછિતફલ દાતાર.

૧ સાધુવંદના
૨ ગૌતસ્વામીનો લઘુરાસ
૩ ચારિત્ર મનોરથમાળા
૪ વીતરાગ સ્તવન
૫ આગમ છત્રીસી
૬ ગુરૂછત્રીસી
૭ પાખી છત્રીસી
૮ મુહપત્તી છત્રીસી
૯ ઉત્તરાધ્યયન છત્રીસી
૧૦ જિનપ્રતિમા સ્થાપના રાસ
૧૧ શત્રુંજય રાસ
૧૨ એષણા શતક
૧૩ ખંધક રાસ
૧૪ મ્હોટી આરાધના
૧૫ નાની આરાધના
૧૬ સંક્ષેપ આરાધના
૧૭ પન્નવણાસૂત્રના ૧૧મા પદની ભાષા
૧૮ ચઉસરણપયન્ના ઉપર વાર્તિક
૧૯ જિનપ્રતિમા અધિકાર
૨૦ આચારાંગસૂત્ર પર વાર્તિક
૨૧ સિદ્ધાંત વિચાર
૨૨ ષટ્દ્રવ્ય સ્વભાવ નયવિચાર
૨૩ સિદ્ધાંત આરાધન
૨૪ ક્રિયાનુષ્ઠાન વિચાર
૨૫ નિયતાનિયત વિચાર
૨૬ સંખ્યાસંખ્યાનંત વિચાર
૨૭ સિદ્ધાંતોક્ત પંચ પ્રતિક્રમણ વિચાર
૨૮ બ્રહ્મલિખિત વિચાર
૨૯ આવશ્યક હેતુગર્ભ શુદ્ધ પ્રરૂપણા વિચાર
૩૦ વિધિવિચાર
૩૧ નિયતાનિયત પ્રશ્નોત્તર પ્રદીપિકા
૩૨ કાઉસગ્ગના ૧૯ દોષ
૩૩ અમરદ્વાસપ્તતિકા
૩૪ ગચ્છાચાર પંચાસિકા
૩૫ નિશ્ચયવ્યવહાર ષટ્ પંચાસિકા
૩૬ સિદ્ધાંત આરાધન એકોન ચત્વારિંશતિકા
૩૭ દુંઢા શતક
૩૮ પૂજા શતક
૩૯ વિધિશતક
૪૦ વિવેક શતક
૪૧ સત્તરભેદી પૂજા વિચાર

૪૨ સત્તરભેદી પૂજા વિધિ-ગર્ભિત
૪૩ કેશી પરદેશી પ્રબંધ
૪૪ સંઘરંગ પ્રબંધ
૪૫ પચ્ચખાણ ભાષ્ય
૪૬ સદ્દહણા સ્વરૂપ
૪૭ સમ્યક્ત્વસ્વરૂપ
૪૮ સિદ્ધાંતસાર
૪૯ આગમપ્રમાણપ્રકાશક સમાચારી
૫૦ ગચ્છસમાચારી
૫૧ પૂજા વિધિ
૫૨ દીક્ષા વિધિ
૫૩ યોગ વિધિ
૫૪ ઉપધાન વિધિ
૫૫ પોસહ વિધિ
૫૬ પંચપ્રતિક્રમણ વિધિ
૫૭ કાળગ્રહણ વિધિ
૫૮ શ્રાવક વ્રત શતક
૫૯ ઉપદેશ રહસ્ય ગીત
૬૦ ગીતાર્થાવબોધકુલક
૬૧ બ્રહ્મચર્ય દશ સમાધિ સ્થાન કુલક
૬૨ વંદન દોષ બત્રીસ કુલક
૬૩ શ્રાવક સાધુ રહસ્ય
૬૪ સૂયગડાંગસૂત્ર ઉપર વાર્તિક
૬૫ ભગવતીસૂત્ર ઉપર વાર્તિક
૬૬ પ્રશ્નવ્યાકરણ ઉપર વાર્તિક
૬૭ દશ વૈકાલિક ઉપર વાર્તિક
૬૮ ઉત્તરાધ્યયન ઉપર વાર્તિક
૬૯ સંઘયણીનો બાલાવબોધ
૭૦ ગુણસ્થાનકવિચાર બત્રીસી
૭૧ સંવેગ બત્રીસી
૭૨ વિહરમાન બત્રીસી
૭૩ અગ્યાર બોલ બત્રીસી
૭૪ આત્મશિક્ષા
૭૫ શ્રાવકપાક્ષિકાદિ અતિચાર
૭૬ પાક્ષિકાદિ ચૈત્યવંદન
૭૭ વીસવિહરમાન જિનસ્તુતિ
૭૮ ચતુર્વિંશતિ જિનસ્તુતિ
૭૯ પાર્શ્વનાથ જિનસ્તુતિ
૮૦ જિન ચોત્રીશ અતિશય ગર્ભિતસ્તવન
૮૧ મલ્લિનાથ જિનસ્તવન
૮૨ ઓસીયામંડન શ્રી મહા-વીર જિન સ્તવન
૮૩ શત્રુંજય મહાત્મ્ય સ્તવન

| | |
|---|---|
| ૧૫૫ શ્રીશાંતિનાથજિન સ્તવન | ૧૬૪ શ્રી વિમલ–વાસુપૂજ્ય જિન સ્તવન |
| ૧૫૬ શ્રીનેમિનાથજિન સ્તવન | ૧૬૫ શ્રીપાર્શ્વનાથજિન ચૈત્યવંદન |
| ૧૫૭ સમ્યકત્વદીપક દોધકા (સોરઠા) છંદ | ૧૬૬ શ્રી જિનેન્દ્ર સ્તુતિ |
| ૧૫૮ શત્રુંજયમંડનશ્રી આદિનાથજિન સ્તવન | ૧૬૭ શ્રી વાસુપૂજ્ય જિનસ્તુતિ |
| | ૧૬૮ શ્રી પરમાત્મ સ્તવન |
| ૧૫૯ ઉપદેશ રહસ્ય સજ્ઝાય | ૧૬૯ શ્રીપાર્શ્વનાથજિનસ્તુતિ |
| ૧૬૦ એકાદશ ગણધર સ્તુતિ | ૧૭૦ શ્રી મહાવીર ગુણસ્થાન સૂચિકા વિજ્ઞપ્તિ |
| ૧૬૧ આત્મશિક્ષાની સજ્ઝાય | |
| ૧૬૨ શ્રી મહાવીરજિન સ્તવન | ૧૭૧ શ્રી સિદ્ધાચલ ચૈત્યવંદન |
| ૧૬૩ શ્રીપાર્શ્વનાથજિનસ્તવન | ઇત્યાદિ |

આમ સજ્ઝાય, સ્તુતિઓ, સ્તવનાદિ ગુજરાતી, સંસ્કૃત પ્રાકૃત વીગેરે ભાષામાં પૂજ્યશ્રીએ મનનયોગ્ય પુસ્તકો લખી જૈનસાહિત્યભંડારમાં અનેકવિધ પુષ્પોનો ઉમેરો કર્યો છે. આ બધા પર દ્રષ્ટિપાત કરતાં એવો કોઇ વિષય ભાગ્યેજ હશે કે જેના વિષે પૂજ્યશ્રીએ કંઇ ને કંઇ ન લખ્યું હોય. જૈનધર્મની ઇમારત ત્યાગના પાયા પર ઉભેલી હોવાથી આત્મિક ઉન્નતિ તરફ દોરી જતાં કર્મસત્તાનું પ્રાબલ્ય દાખવી એમાંથી કેવી રીતે છુટાય એ વાતનું પ્રકાશન કરતાં ઉપરોક્ત ગ્રંથો અવશ્ય અતિ ઉપયોગી છે છતાં માનવસમાજની સેવા ભાવનાથી પણ અન્ય વિષય પર ગદ્ય–પદ્યમાં સુંદર સાહિત્યનું સર્જન કર્યું છે. આ મહાન પ્રભાવિકપુરૂષે જૈનસાહિત્યનું

સંશોધન કરી તેને પ્રકાશમાં આણ્યું છે. છતાં એ મહાપુરૂષને આજે બહુજ થોડા ઓળખે છે. પૂજ્યશ્રીમાં સાધુતાનો પ્રભાવ હતો, ચારિત્રની શીળી છાયા હતી. વીરતાના પૂજન હતા. ધર્મ અને સંસ્કૃતિનો સમન્વય સાધતા એ સામ્રાજ્ય શિરોમણિ મહાપુરૂષે અહિંસા પરમો ધર્મની આણ ચોમેર વર્તાવીને દેશભરમાં જૈનધર્મને એક અજોડ ધર્મ તરીકે સાબિત કર્યો હતો. **જેમણે વિવાદમાં અનેક ધુરંધર વિદ્વાનોને મુગ્ધ કર્યા, હઠાગ્રહીઓના મિથ્યાત્વનું ખંડન કર્યું. વાણિજ્ય સંસ્કૃતિના એ વારસે સરસ્વતીદેવીની અખંડ ઉપાસના કરીને અન્ય સંસ્કૃતિ પર આધિપત્ય જમાવ્યું હતું.**

આમ સાહિત્ય શિરોમણિ આચાર્ય ભગવાન **શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી**એ સાહિત્યની અજોડ સેવા કરી સંવત ૧૬૦૪ માં વિહાર કરતાં પૂ૦ આચાર્ય ભગવાન પૂ૦ ઉપા. **શ્રી સમરચંદ્રજી** વિગેરે શિષ્યસમુદાયસહ જુદા જુદા પ્રદેશોમાં વિહાર કરતાં **ખાચરોદ** મુકામે પધાર્યા. જ્યાં શ્રીસંઘના અતિઆગ્રહથી પૂજ્યશ્રીએ પોતાના શિષ્યરત્ન **શ્રી સમરચંદ્રજી** ઉપાધ્યાયજીને શુદ્ધ ક્રિયાનુષ્ઠાન ધારક જાણી પોતાની વિદ્યમાનતામાંજ **આચાર્યપદથી** વિભૂષિત કર્યા. આથી શ્રી સંઘના ઘેરઘેર આનંદોત્સવ હોય એમ ઉલ્લાસ પ્રગટી નીકળ્યાં.

સંવત ૧૫૪૬ થી માંડીને સંવત ૧૬૧૨ લગીના લગભગ ૬૭ વર્ષના અરસામાં પૂજ્યશ્રીએ જુદાજુદા સ્થળોએ ચાતુર્માસ કરી અનેક ભવ્ય જીવોનો ઉદ્ધાર કર્યો છે. તેમજ

શાસનપ્રભાવના કરી છે પરંતુ એ બધી હકીકતોથી ગુંથાયેલા પુસ્તકોનો જે ભંડાર **બીકાનેરમાં** હતો તે પર વરસાદનું પુષ્કળ પાણી પડવાથી ભંડારમાંની પ્રતો કાગળના માવારૂપ બની ગઇ. આમ સાહિત્યથી ભરપુર ભંડારની આ શોચનીય દશા જોઇને પૂજ્યશ્રીને ખેદ થયો. પરંતુ કુદરતની ઈચ્છા આગળ ભલભલા લાચાર છે. એથી આજે કેટલીક બાબતોમાં દલીલો ટાંકવામાં કે દાખલા આપવામાં મુશ્કેલી અનુભવવામાં આવે છે. **આને કારણેજ પૂજ્યશ્રીના ક્રમવાર ચાતુર્માસો, વિહાર તેમજ માસ-તિથિ આદિમાં જોઇતો પ્રકાશ પાડી શકવા ભાગ્યશાળી થઇ શકયા નથી.** એમ છતાં મળેલા સાહિત્ય ઉપરથી પૂજ્યશ્રીના જીવન પર બને તેટલો પ્રકાશ ફેંકવાનો પ્રયાસ આ ટુંક જીવનચરિત્રમાં કરવામાં આવ્યો છે.

**શ્રીસમરચંદ્રસૂરિજીનો** પટોત્સવ થયા બાદ પૂજ્યજી લગભગ ૬૮ વર્ષની વયે પહોંચવાથી એકાંતમાં રહી ધર્મ-ધ્યાનમાં વિશેષ તલ્લીન રહેવાનું વધારે પસંદ કરતા હતા. એ સબબે **નાગોરના** ઉપાશ્રયને લગતી **સાત કોટડીઓ** કે જે આજે પણ વિદ્યમાન છે. તેની અંદર બેસી પૂજ્યશ્રી પોતાની ધારણા પ્રમાણે કલાકોના કલાકો અને દિવસોના દિવસો ગુજારતા હતા અને ચિદાનંદ સુખની લ્હેરો અનુભવી યુક્ત સમયને સફળતા બક્ષી આત્મધ્યાનમાં મગ્ન રહેતા હતા.

પરંતુ ફરશનાનો યોગ પ્રબળ હોવાથી કેટલોક સમય **નાગોરમાં** આત્મધ્યાનમાં ગાળીને પૂજ્યશ્રી **જોધપુર શહેરે** પધારતાં રાજા જોધાણનાથ અને શ્રીસંઘે આડંબરથી સામૈયું

કરી તેઓશ્રીને શહેરના ઉપાશ્રયમાં બિરાજમાન કરવામાં આવ્યા. ભાવિક ગુરૂભક્તોએ આ વયોવૃદ્ધ ગુરૂરાજની ભક્તિ કરી જ્ઞાનદાન મેળવી તથા શુદ્ધ ક્રિયાનુષ્ઠાન આરાધી અનંત પુણ્ય ઉપાર્જન કર્યું. તેમજ સંવત ૧૬૧૨ ની સાલનું ચાતુર્માસ સર્વેની વિનંતીના પરિણામે ત્યાંજ કર્યું.

આ ચાતુર્માસની પૂર્ણાહુતિ થતાંજ પૂજ્યશ્રીની પ્રકૃતિમાં ફેરફાર થતો જણાવા લાગ્યો અને દિનપ્રતિદિન તેમાં ઉમેરો થતો રહ્યો. ગુરૂરાજને તો જાણ થઈ ગઈ હતી કે હવે આ પૃથ્વી પર પોતાનો દેહ લાંબો સમય રહેવાનો નથી અને તેઓશ્રી એટલું સચોટ રીતે જાણતા હતા કે પોતાને અમુક માસના અમુક દિવસે આ મૃત્યુલોકને ત્યજી પરલોકગમન કરવાનું છે.

ઉત્તમ ગતિમાંથી આવનાર અને તે તરફ જનાર એ બેઉની રીતભાત પ્રસંશનીય છે. આવી સ્થિતિ પામવી એ ઉચ્ચ ગતિનુંજ ચિન્હ છે અને જો આવા મહાપુરૂષો સદ્ગતિના ભોક્તા ન થાય તો પછી કોણ થઈ શકે? એજ પ્રશ્ન છે. આવા જ્ઞાની આત્માઓ ક્રિયાના સુમેળ સાધી જગત પર જે પરમ ઉપકારની વર્ષા વરસાવે છે તેને જગત આખું ઝીલે છે. જળચર, સ્થળચર, વનચર, સર્વેકોઈના હૈયા હંમેશા હર્ષથીજ ઉભરાય છે.

પરંતુ **કાળની ગતિજ ન્યારી છે. તે કોઇને છોડતો નથી. પરંતુ જે મનુષ્યો સમતાભાવે દેહના કષ્ટો વેદીને આયુષ્ય પુરૂં કરે છે તે સદ્ગતિનેજ પામે છે. આપણા**

**પૂજ્યશ્રીના જીવનની અંતિમ ઘડીઓ ગણાતી હતી. માગશર સુદ ૩ સંવત ૧૯૧૨ ની કાળરાત્રીની ગણનામાં નિર્માણ થઈ ચુકી હતી અને વિધાતાએ પણ એમનાં દેહાંતસ્થાન તરિકે જોધપુરને લખી રાખ્યું હતું.** દેહના અનેક દર્દો છતાં ગુરૂરાજ તેને તાબે થતા નથી પણ અંતિમ આરાધના ધર્મધ્યાનમાંજ તલ્લીન રહીને કરી રહેલા હતા. એ પૂજ્યશ્રીએ એકવાર મેદની સમક્ષ ઉચ્ચાર્યું કે "**મારા સ્થૂળ દેહનો વિરહ થયેથી ઉદાસ ન થતાં. ધર્મધ્યાનમાં મશગુલ રહી મને વિશેષ ધર્મના હિસ્સાનો ભાગી કરશો.**" અંતિમ વચનો ફરમાવી સમાધિપૂર્વક પૂજ્યશ્રી કાળદેવની પથારીને વશ થયા અને દેવલોકના વાસી થયા.

ગુરૂદેવનો વિરહ ગુણાનુરાગી જનોને પોતાના સગાસ્નેહીઓના વિરહ કરતાં પણ હંમેશા વધુ સાલે છે. કારણ સગાસ્નેહીઓને તો તે માયાવી સંસાર બંધન માને છે જ્યારે એ માયાવી ભૂતાવળમાંથી મુક્ત કરનાર ગુરૂરાજને તો પોતાના આત્મોદ્ધારક માનીને પૂજે છે. આમ સમસ્ત જોધપુર વાસીઓમાં પૂજ્યશ્રીના કાળધર્મના સમાચારથી ગુરૂવિરહના કારણે ભારે દીલગીરીની લાગણી ફેલાય છે અને જોધપુરવાસીઓનાં ચક્ષુઓ અશ્રુભીનાં બને છે.

પૂજ્યશ્રીના દેહોત્સર્ગથી હિંદભરના શ્રી સંઘોમાં ગમગીનીની લાગણી પ્રગટી નીકળી હતી. પરંતુ **નામ તેનો નાશ છે એ વસ્તુને સમજેલ શ્રીસંઘો કાંઈ શોક કરીને થોડાજ**

**બેસી રહે તેમ હતા?** તેઓએ તો પૂજ્યશ્રીના કાળધર્મને મહોત્સવરૂપ ઉજવી ઠેરઠેર અઠ્ઠાઇ મહોત્સવો કર્યા અને **સ્મારક તરીકે નીચેના સ્થળોએ સ્તૂભો ( પાદુકા સ્થાપન ) ઉભા કર્યા જે આજે પણ કેટલાક સ્થળે મોજુદ છે.**

૧ બીકાનેર. ૨ નાગોર, ૩ મેડતા, ૪ પાલી, ૫ સોજત, ૬ રૂણ, ૭ હેસાણુંક, ૮ ભીનાસર, ૯ જોધપુર, ૧૦ બુધનાવર, ૧૧ ચિત્તોડ, ૧૨ ઉજ્જૈન, ૧૩ જયપુર, ૧૪ મુર્શિદાબાદ, ૧૫ આગ્રા, ૧૬ અજમેર, ૧૭ સાબર. ૧૮ રીયાં, ૧૯ પાલીતાણા, ૨૦ માંડલ, ૨૧ વીરમગામ, ૨૨ ધ્રાંગધ્રા, ૨૩ લીંબડી, ૨૪ ઉનાવા, ૨૫ બીજાપુર, ૨૬ અમદાવાદ, ૨૭ ખંભાત, ૨૮ રાધનપુર, ૨૯ વાલોત્તરા, ૩૦ પંચ પદરા, ૩૧ તિવરી, ૩૨ બગડી, ૩૩ પટણા, ૩૪ અજીમગંજ, ૩૫ બુરાનપુર, ૩૬ ખાચરોદ વિગેરે સ્થળે તેઓશ્રીની ચરણપાદુકાઓ સ્થાપન કરવામાં આવી.

**પૂજ્યશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ જે ઉગ્ર તપ કર્યા હતા તે તપની સમજ આ નીચે ક્રમસર આપવામાં આવે છે. આ સૂત્રોમાં કહેલા તપ છે.**

(૧) **ભદ્રતપ** : આ તપને અંગે ૭૫ ઉપવાસ અનુક્રમે ૧ થી ૫ ઉપવાસો આવે છે, જે તપ ૧૦૦ દિવસે સંપૂર્ણ થાય છે. તેમાં ૨૫ પારણાના દિવસો આવી જાય છે. આ તપનું ફળ કલ્યાણની પ્રાપ્તિ અર્થે **છે.** " શ્રી મહાવીરસ્વામી નાથાય નમઃ " ગરણું છે. આ તપ સાધુ અને શ્રાવકે કરવાનો તપ છે.

(૨) **મહાભદ્રતપ :** આ તપમાં ભદ્રતપથી દિવસોની વૃદ્ધિ છે. ૧ થી ૭ સુધી ઉલ્ટા સુલ્ટા ઉપવાસ અને દરેક ઉપવાસે પારણું કરતાં કુલ ૧૯૬ ઉપવાસ અને ૪૯ પારણાં મળી આઠ માસ અને પાંચ દિવસે (કુલ ૨૪૫ દિવસે) આ તપ પૂરો થાય છે. આ તપનું ફળ સર્વ વિઘ્નોનો નાશ છે.

(૩) **ભદ્રોત્તરતપ :** પાંચ ઉપવાસથી ૯ સુધી ચડઉતર ઉપવાસ કરતાં કુલ્લે ઉપવાસ ૧૭૫ ને પારણાં ૨૫ મળી ૨૦૦ દિવસે આ તપ પૂર્ણ થાય છે.

(૪) **સર્વતોભદ્રતપ :** ઉપવાસ અનુક્રમે ૫ થી ૧૧ ઉલ્ટા સુલ્ટા મળી કુલ્લે ૩૯૨ ઉપવાસ અને ૪૯ પારણાં આવે છે. કુલ્લ દિવસ ૪૪૧ થાય છે. આ તપમાં ગરણું વિગેરે ભદ્રતપની પેઠે જાણવું.

(૫) **લઘુસિંહનિઃક્રીડિત તપ :** જેમ સિંહ ચાલતાં ચાલતાં પાછળનો ભાગ જુએ છે તેમ સિંહનિઃક્રીડિત તપ કહેલ છે તેમાં પ્રથમ ૧ ઉપવાસ ને પારણું, ૨ ઉપવાસ ને પારણું પછી ૧ ઉપવાસ ને પારણું, પછી ૩ ઉપવાસ ને પારણું, પછી ૨ ઉપવાસ ને પારણું એ રીતે આનુપૂર્વીએ તપ કરવો પછી પશ્ચાનુપૂર્વીએ લેવું. એમ ચાર પરિપાટી કરતાં આ તપ બે વર્ષ અને ૨૮ દિવસે (કુલ ૭૪૮ દિવસે) પુરો થાય છે. એક પરિપાટીનો કાળ ૭ માસ ને સાત દિવસ છે. તેમાં ૧૫૪ ઉપવાસ ને ૩૩ પારણાં આવે છે એટલે એક પરિપાટીના કુલ ૧૮૭ દિવસો થાય છે આમાં "ૐ **નમો અરિહંતાણં**" નું

ગરણું ગણવાનું છે. આ સાધુ તથા શ્રાવકને કરવાનો આગાઢ તપ છે.

(૬) **બૃહત્સિંહનિઃક્રીડિતતપઃ** પૂર્વોક્ત રીતે દરેક તપને અંતે પારણું કરવું. આ તપની એક પરિપાટીનો કાળ એક વર્ષ, છ માસ ને અઢાર દિવસ થાય છે. તેમાં ૪૯૭ ઉપવાસ અને ૬૧ પારણાં (કુલ ૫૫૮ દિવસ) થાય છે. એમ ચાર પરિપાટીએ કરતાં છ વર્ષ, ૨ માસ અને ૧૨ દિવસે ( કુલ ૨૨૩૨ દિવસે) આ તપ પૂરો થાય છે. આ તપનું ફળ ઉપશમ શ્રેણીની પ્રાપ્તિરૂપ છે. આ તપ સાધુ તેમજ શ્રાવક બન્નેને કરવાનો છે.

કનકાવલી, મુક્તાવલી, રત્નાવલી, લઘુસિંહનિઃક્રીડિત અને આ તપ એમ પાંચે તપો ચાર પરિપાટીએ કરવાના 'પ્રવચન સારોદ્ધાર' માં કહ્યા છે. તેમાં ગરણું '**ૐ નમો અરિહંતાણં**' ગણવાનું છે.

(૭) **મુક્તાવલી તપ** : તપસ્વીઓને કંઠના આભરણરૂપ નિર્મળ મુક્તાવલી સમાન હોવાથી આ તપ મુક્તાવલી તપ કહેવાય છે તેમાં સોળ ઉપવાસાદિ સુધી બે આવળી–પુર્વાનુપૂર્વી અને પશ્ચાનુપુર્વી જાણવી. આ પ્રમાણે ૩૦૦ ઉપવાસ અને ૬૦ પારણાં મળી એક વર્ષે આ તપ પૂરો થાય છે.

(૮) **કનકાવલી તપ** : અનુક્રમે ૧–૨–૩ ઉપવાસો ને ત્રણ પારણાં, ૮ છઠ્ઠ અને આઠ પારણાં એમ જુદી જુદી શાસ્ત્રમાં બતાવેલ વિધિ મુજબ ઉપવાસો ને પારણાં આવે છે. કુલ ૩૮૪ ઉપવાસ અને ૮૮ પારણાં આવે છે. 'પ્રવ-

યનસારોદ્ધાર'માં કહ્યું છે કે આ તપ ચાર વાર કરવાથી પાંચ વર્ષ, બે માસ અને ૨૮ દિવસે પૂર્ણ થાય છે. '**ૐ નમો અરિહંતાણં**' નું ગરણું ગણવાનું છે. આ સાધુ તથા શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. ઇતિ.



## યુગપ્રધાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી ભગવાનના

# જીવનચરિત્રનો ટુંક સારાંશ

**જન્મસ્થાન** :—હમીરપુર, આબુતીર્થ પાસે.

**જન્મ** :—વિ. સં. ૧૫૩૭ના ચૈત્ર સુદ ૯ શુક્રવાર.

**પિતાનું નામ** :—વેગલશાહ નરોત્તમશાહ.

**માતાનું નામ** :—વિમલાદેવી–વિમળાબાઇ.

**જ્ઞાતિ** :—પોરવાડ–વીશાપોરવાડ.

**દીક્ષા** :—વિ. સં. ૧૫૪૬ના વૈશાખ સુદ ૩. ( ઉ. વ. ૯ )

**ગુરૂનું નામ** :—શ્રીસાધુરત્નસૂરિજી મહારાજ.

**અભ્યાસ** :—શરૂઆતમાં ષડાવશ્યક–પ્રકરણાદિ, વ્યાકરણ, કાવ્ય, કોષ, સાહિત્ય, નાટક, ચંપૂ, સંગીત, છંદ, રસાલંકાર, તર્ક-ન્યાય, યોગ, સ્વમતમંડન, પરમતખંડન, જ્યોતિષ સંબંધી વિવિધ શાસ્ત્રો.

**ધર્મશાસ્ત્ર** :—જિનમતના આગમો, પરમતના શ્રુતિ–સ્મૃતિઓ, ગણિત, ષડ્દર્શનના તત્ત્વદર્શક સિદ્ધાંતો વિગેરે વિગેરે.

**ઉપાધ્યાયપદ** :—વિ. સં. ૧૫૫૪ના વૈશાખ સુદ ૩, સ્થળ-નાગોર નગરે, શેઠ સજલાણીગોત્રીય શ્રી સહસ્રમલજી વિગેરે શ્રાવકોએ આદરેલા અષ્ટાન્હિકા મહોત્સવપૂર્વક ભારે ધામધૂમથી ઉપાધ્યાયપદ જન્મથી સત્તર વર્ષની ઉંમરે એનાયત કરવામાં આવ્યું.

**વિહાર** :—દક્ષિણ, પૂર્વ, મેવાડ, મારવાડ, માળવા, કચ્છ-કાઠિયાવાડ, ગુજરાત વિગેરે અનેક પ્રદેશોમાં ઠેરઠેર ઉગ્ર વિહાર કરી રાજા, મહારાજા વગેરે અનેક જીવોને ધર્મમાં લીન કર્યા.

**ક્રિયોદ્ધાર** :—( શુદ્ધ સંવેગમાર્ગનો સ્વીકાર ) વિ. સં. ૧૫૬૪ માં પૂજ્યશ્રીએ જન્મથી ર૭મા વર્ષે ક્રિયા ઉદ્ધાર કરી યતિઓએ ફેલાવેલ અંધાધુંધી અને શિથીલાચાર દૂર કરવામાં મહાન યશસ્વી ફાળો આપ્યો છે. જીવનચરિત્રમાં વર્ણવ્યા મુજબ રર ગોત્રીઓનો ઉદ્ધાર, મહેશ્વરી ધર્મમાંથી જૈનધર્મમાં સેંકડો ઘરોને સદ્‌ઉપદેશથી લાવ્યા.

જોધપુરનરેશ માલદેવજી, ચિતોડગઢનરેશ સંગ્રામસિંહજી મહારાણા અને ખંભાતના નવાબસાહેબ ઈત્યાદિ રાજાઓને પ્રતિબોધી પોતાના પરમભક્ત બનાવ્યા. લોંકાશાહના ભક્તોને પોતાના શિષ્યો બનાવ્યા. મેશ્રીઓ, ક્ષત્રીયો અને અન્યદર્શનવાળાઓને ઉપદેશવડે જૈન-માર્ગમાં જોડ્યા અને લોકોને શુદ્ધ ક્રિયાનુષ્ઠાનવંત માર્ગ બતાવી શિથિલાચારને ભગીરથ પુરૂષાર્થ વડે હાંકી કાઢ્યો.

**આચાર્યપદ** :—વિક્રમ સં. ૧૫૬૫ના વૈશાખ સુદ ૩. સ્થળ જોધપુર. અઠ્ઠાઇ મહોત્સવ પૂર્વક શ્રીચતુર્વિધસંઘની હાજરીમાં, જન્મથી ૨૮ વર્ષની ઉમરે અને દીક્ષાથી ૧૯મા વર્ષે આચાર્યપદ આપવામાં આવ્યું.

**યુગપ્રધાનપદ** :—સં. ૧૫૯૯ના વૈશાખ સુદ ૩, સ્થળ શ્રી સલક્ષણ (શંખલ)પુર, મોઢજ્ઞાતીય વિક્રમશાહ, સધરશાહ, વીશા શ્રીમાળીજ્ઞાતીય ડોસાશાહ, કબાશાહ, લાધાશાહ, પાસરાજ વિગેરેએ લ્હાવો લીધો. આચાર્યો, પંડિત-પ્રવરો વિગેરે ચતુર્વિધ સંઘની હાજરીમાં જન્મથી ૬૨મા વર્ષે અને આચાર્યપદથી ૩૪મા વર્ષે યુગપ્રધાનપદ એનાયત કરવામાં આવ્યું.

**ચમત્કારી કૃતિઓ**:—(૧) ખંભાતમાં કુરબાની માટે લઇ જવામાં આવતી ગાયને અદ્રશ્ય કરી તેને હાંકી જનારાઓને સ્થિર કર્યા. નવાબસાહેબે ક્ષમા યાચતા અને જીવહિંસા પ્રતિબંધ કરતાં સર્વેની મુક્તિ.

(૨) જોધપુર નગરને આંગણે દુષ્કાળથી અનેક જીવો મોતના જડબામાં હડસેલાઇ રહ્યા હતા. ત્યારે મેઘવૃષ્ટિ થઈ અને સર્વત્ર લીલા લ્હેર.

(૩) ઉનાવા (ઉંઝા) મુકામે પૂજ્યશ્રી એક મેશ્રી વણિક ગૃહસ્થને ત્યાં ગૌચરી અર્થે પધાર્યા. તે સમયે વણિક ગૃહસ્થની પત્ની છાણા થાપતી હતી. પૂજ્યશ્રીએ ધર્મલાભ કહેતાં ગુસ્સામાં આવીને તેણે પોતાની પાસે પડેલું છાણ પાત્રમાં

નાંખ્યું. તે લઇને મહાત્મા પોતાના સ્થાનકે પધાર્યા. પાછળથી વણિક ગૃહસ્થને આ વાતની જાણ થઈ એટલે તુરતજ તે પૂ. મહાત્મા સમક્ષ આવી ઉભો રહ્યો અને પોતાની પત્નીના અપકૃત્ય બદ્દલ ક્ષમા યાચી. પરંતુ પૂજ્યશ્રીએ પાત્ર બતાવી કહ્યું કે મારી પાસે તેવી કોઈ વસ્તુ નથી. પણ ભક્ષ્ય વસ્તુજ છે. આ જોઇ–સાંભળી તે ગૃહસ્થ વિસ્મય પામ્યો અને ખરેખર આ મહાત્મા કોઇ દૈવીપુરૂષ છે એમ મનમાં ચિંતવવા લાગ્યો અને સારાયે ગામમાં તેનો પ્રચાર થઈ ગયો. પૂ. મહાત્માનો ઉપદેશ સાંભળી ૫૦૦ ઘરોએ શ્રીજૈનધર્મ અંગીકાર કર્યો.

(૪) રાજનગરમાં સં. ૧૫૭૬ ના પૂજ્યશ્રીના આગમન સમયે મરકીનો ભારે ઉપદ્રવ ચાલતો હતો. શ્રીસંઘના ભાઇ-ઓએ આવીને પૂજ્યશ્રી પાસે આ બાબત બહુજ ખેદ સાથે જાહેર કરી. પૂજ્યશ્રીએ દૈવીશક્તિના યોગે હજારો માણસોને મોતના જડબામાંથી બચાવી લીધા અને મરકીના ઉપદ્રવને શાંત કર્યો. તેથી ભવિક જીવોને અતિ હર્ષ થયો.

(૫) પૂજ્યશ્રીના સ્વર્ગવાસ બાદ જોધપુરનરેશ માલદેવજી મહારાજાની ઉપર દિલ્લીનો બાદશાહ કાંઈક કારણસર રૂષ્ટમાન થઇ સબળ સૈન્ય સાથે આવી જોધપુરની ચોમેર મોરચા માંડી પ્રજાને રંજાડવા લાગ્યો. તે વખતે જોધપુરનરેશે પોતાના સબળ સહાયક સ્વર્ગવાસી પૂજ્યગુરૂદેવનું એકાગ્રચિત્તે ધ્યાન ધરી મનોબળને મજબૂત બનાવ્યું. એ ધ્યાનની સુરતના બળથી ધ્રુજરી પેદા થતાં સ્વર્ગવાસી ગુરૂને અરજંટ તાર મળ્યાની પેઠે ભક્તના દુઃખની એક ખબર મળી કે '**ભક્ત-**

**ભીડભંજનમેલો! જરા પણ વાર ન કરતા'** એટલે સાધુવેશે ભક્ત મહારાજાની સન્મુખ આવી પ્રસન્નતાપૂર્વક કહ્યું કે '**સેવક! જરાય ચિંતા કરીશ નહિ, સર્વ આફત દૂર થશે.**' ના૦ મહારાજાએ **तथास्तु** કહી હર્ષથી વંદન કરી વિનવ્યું કે '**ભીડભંજન ભગવાન્! આપ કયે સ્થળે બીરાજો છો?**' ગુરૂરાજે કહ્યું કે '**ભક્ત! હું ત્રીજા દેવલોકમાં વસું છું.**' એટલું જણાવી અદ્રશ્ય થયા અને ના૦ મહારાજા તે સ્વરૂપને હૃદયમાં સ્થાપી આનંદમાં લીન થઇ અહોભાગ્ય માનવા લાગ્યા. બીજે દિવસે ચડી આવેલા દિલ્હીપતિના લશ્કરમાં ગુરૂરાજના પ્રતાપથી ફુટફાટ થઇ ભંગાણ પડયું. બાદશાહી લશ્કરનો આગેવાન જીવ લઇ નાઠો કોઈ એક બીજાને તપાસવા પણ ન રહ્યા આમ થવાથી જોધપુરનરેશની ગુરૂરાજ ઉપર મહાન શ્રદ્ધા ભક્તિભાવ વધ્યો ને ગુરૂરાજની ચરણપાદુકાનો મહિમા વર્ણવી આનંદ પામ્યા. તેવી રીતે પૂજ્યશ્રીની જ્યાં જ્યાં ચરણપાદુકાઓ છે ત્યાં ત્યાં ભાવિકભક્તો ભાવથી પૂજન કરે છે અને તેમની આશાઓ પૂર્ણ થતી જોવામાં આવે છે. એવા મહાપ્રભાવિક પુરૂષ થઈ ગયા છે.

**સાહિત્ય સેવાઃ**—આ પુસ્તકમાં આલેખાયેલા પૂજ્યશ્રીના જીવનચરિત્રમાં તેઓશ્રીએ ગુજરાતી, પ્રાકૃત, સંસ્કૃત, હીન્દી વિગેરે ભાષામાં જે ૧૭૧ પુસ્તકો ગદ્ય–પદ્યમાં બનાવ્યાની નોંધ મળી છે તે પરથી સૌ કોઇને તેઓશ્રીના અગાધજ્ઞાનની પ્રતીતિ થાય તેમ છે. પરંતુ એ સાહિત્ય વાંચતાં તેના એકએક શબ્દના થતા ભિન્નભિન્ન અર્થો જોતાં ખરેખર આ કૃતિઓ કોઈ

દૈવી-ચમત્કારિક છે. એમ ભાસ્યા વિના રહેતું નથી.

**વિશિષ્ઠ ધર્મપ્રભાવનાના કાર્યો:**—અનેક ભવ્ય જીવોનો ઉદ્ધાર કરી શ્રીભાગવતીપ્રવ્રજ્યા આપી જૈનશાસનનો વિજયધ્વજ ફરકાવ્યો અને અંજનશલાકા પૂર્વક જિન-પ્રતિષ્ઠાઓ કરાવી.

**શિષ્ય સમુદાય:—**

| | |
|---|---|
| ૧ શ્રી વિજયદેવસૂરિજી | ૧૪ ,, ,, વીરજી |
| ૨ ,, સમરચંદ્રસૂરિજી | ૧૫ પંડિતશ્રી બ્રહ્માજી |
| ૩ ઉ૦ શ્રી દેવરાજજી | ૧૬ ,, હેમરાજજી |
| ૪ ,, ,, જિનરાજજી | ૧૭ ,, માલર્ષિજી |
| ૫ ,, ,, શ્રીસારમુનિજી | ૧૮ ,, ભૂષણચંદ્રજી |
| ૬ ,, ,, ખેમરાજજી | ૧૯ ,, હરપાલચંદ્રજી |
| ૭ ,, ,, ઉદયચંદ્રજી | ૨૦ ,, મહીપચંદ્રજી |
| ૮ ,, ,, હર્ષચંદ્રજી | ૨૧ ,, હેમચંદ્રજી |
| ૯ ,, ,, દેવચંદ્રજી | ૨૨ ,, વાસવચંદ્રજી |
| ૧૦ ,, ,, કુંભકરણજી | ૨૩ ,, હાંપરાજજી |
| ૧૧ ,, ,, કર્ણરાજજી | ૨૪ ,, માલજી |
| ૧૨ ,, ,, વરદરાજજી | ૨૫ ,, હામજી |
| ૧૩ ,, ,, શ્રીરાજજી | ૨૬ ,, દૂણચંદ્રજી |

૨૭ પં. શ્રી કિંકચંદ્રજી

આદિ વિદ્વાન ક્રિયાપાત્ર અને ચારિત્રશીલ શિષ્ય-પ્રશિષ્યનો સમુદાય હતો. (જેટલાં નામ મળ્યાં તેટલાં અહીં આપ્યાં છે.)

# શ્રી પાર્શ્વચંદ્રગચ્છના ઉત્તરોત્તર ધુરંધર આચાર્ય મહારાજાઓ.



ઉપરના ડાબી બાજુથી—

(૧) પ૦ પૂ૦ શ્રીસમરચંદ્રસૂરિજી (૨) પ૦ પૂ૦ શ્રીરાજચંદ્રસૂરિજી

નીચેના ડાબી બાજુથી—

(૩) પ૦ પૂ૦ શ્રીવિમલચંદ્રસૂરિજી (૪) પ૦ પૂ૦ શ્રીજયચંદ્રસૂરિજી

આ ચાર પ્રતિમાઓ અમદાવાદ-શામળાની પોળમાં મહાવીરસ્વામીના દેરાસરમાં મેડા ઉપર બિરાજમાન છે

**મિથ્યાત્વખંડનઃ**—ચિત્તોડગઢની અને જોધપુરની રાજ-સભામાં મિથ્યાત્વીઓના મતનું ખંડન કર્યું. લોંકાશાહ નામના મૂર્તિઉત્થાપક ગૃહસ્થ સાથે વિવાદમાં કદાગ્રહી થતાં છોડી દીધો પણ તેના ૭ ગૃહસ્થ શિષ્યોએ પૂજ્યશ્રીના હાથે દીક્ષા અંગીકાર કરી. યતિઓ, હઠવાદીઓ અને બીજા અનેક વિદ્વા-નોને વાદમાં પરાજય કર્યા. જે તેઓશ્રીના જીવનચરિત્રમાં સવિસ્તર આપેલું છે.

**તપસ્યાઃ**—રત્નાવલીતપ, કનકાવલીતપ, મુક્તાવલીતપ, ભદ્રતપ, ભદ્રોત્તરતપ, સર્વતોભદ્રતપ, મહાભદ્રતપ, લઘુસિંહ-નિઃક્રીડિતતપ, બૃહત્સિંહનિઃક્રીડિતતપ, વીસસ્થાનકતપ, અષ્ટકર્મસૂદનતપ, વર્ધમાનતપ વગેરે અનેક તપ કરી પૂજ્યશ્રીએ કર્મને જર્જરીભૂત કર્યાં હતાં.

**ચાતુર્માસોઃ**–સં. ૧૫૪૬ થી ૧૫૬૩ સુધીમાં ૧૮ ચાતુર્માસ નાગોર, હમીરપુર, બારકોટ વિગેરે સ્થળોએ યતિપણામાં કરેલાં ત્યારપછી સં. ૧૫૬૪માં ક્રિયોદ્ધાર કરી–(સંવેગી થયા પછી) જો કે પૂજ્યશ્રીનો સંપૂર્ણ સંવતવાર ઇતિ-હાસ મળી શકતો નથી તોપણ જે મળે છે તેને આધારે નીચે મુજબ ચાતુર્માસ કર્યાં સંભવે છે.

સં. ૧૫૬૪ જોધપુર (મારવાડ)
'૬૫ નાગોર ,,
'૬૬ બીકાનેર ,,
'૬૭ રાધનપુર (ગુજરાત)
'૬૮ ભચાઉ (વાગડ)
'૬૯ મોટીખાખર કે ભદ્રેશ્વર (કચ્છ)
'૭૦ જુનાગઢ (કાઠિયાવાડ)

'૭૧ પાલીતાણા ,,
'૭૨ ધ્રાંગધ્રા ,,
'૭૩ શંખેશ્વર કે રાધનપુર
'૭૪ માંડલ કે વિરમગામ
'૭૫ પાટણ (ગુજરાત)
'૭૬ અમદાવાદ ,,
'૭૭ ખંભાત ,,
'૭૮ ઉજ્જેણ (માળવા)
'૭૯ ખાચરોદ ,,
'૮૦ બીજાપુર ,,
'૮૧ માંડવગઢ ,,
'૮૨ ઉદયપુર (મેવાડ)
'૮૩ જોધપુર (મારવાડ)
'૮૪ બીકાનેર ,,
'૮૫ રતનગઢ ,,
'૮૬ જયપુર ,,
'૮૭ દિલ્લી ,,
'૮૮ આગ્રા ,,
'૮૯ બનારસ
'૯૦ મુર્શિદાબાદ
'૯૧ કલ્યાણુક ભૂમિ-
સમેતશિખર
'૯૨ કલકત્તા
'૯૩ કલ્યાણકભૂમિ-
અયોધ્યા
'૯૪ બીજાપુર (માલવા)
'૯૫ માંડવગઢ ,,
'૯૬ ચિત્તોડગઢ (મેવાડ)
'૯૭ ઉદયપુર ,,
'૯૮ સલખણપુર
'૯૯ ખભાત
'૧૬૦૦ અમદાવાદ
'૦૧ પાલીતાણા
'૦૨ વાંકાનેર કે ધ્રાંગધ્રા
'૦૩ નાગોર
'૦૪ ખાચરોદ
'૦૫ રતલામ કે ઇંદોર
'૦૬ માંડવગઢ
'૦૭ ઉદયપુર કે ચિત્તોડ
'૦૮ જોધપુર
'૦૯ નાગોર
'૧૦ નાગોર
'૧૧ જોધપુર

આ પ્રમાણે ઉક્ત પ્રદેશોમાં ઠેરઠેર ચાતુર્માસ અને ઉગ્રવિહાર કરી અનેક ભવિજીવોને સન્માર્ગમાં જોડ્યા છે.

**કાળધર્મ:**—ઈત્યાદિ અનેક ઉપકારો કરી, છાસઠ વર્ષ સુધી દીક્ષા પાળી, સુડતાલીસ વર્ષ સુધી આચાર્ય પદવી ભોગવી અને તેર વર્ષ સુધી યુગપ્રધાનપદ દીપાવી. સં. ૧૬૧૨ ના માગશર સુદ ૩ ને રવિવારે જોધપુરમાં ભત્તપચ્ચખ્ખાણ અણસણ (આહાર-પાણીના ત્યાગ) પૂર્વક પોતાનું ૭૪ વર્ષ, ૭ માસ અને ૨૪ દિવસનું સર્વ આયુઃ પૂર્ણ કરી સમાધિ સહિત કાળધર્મ પામી સ્વર્ગવાસી થયા.

## પર્વતિથિનું આરાધન.

**યુગપ્રધાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ** સિદ્ધાન્તાનુસારે ભાદરવા સુદ પંચમીની સંવત્સરી, આષાઢી, કાર્તકી અને ફાલ્ગુણી-એ ત્રણ પુનમની ચોમાશી અને બાર મહિનાની ચોવીસ ચૌદશની ચોવીસ પખ્ખી પ્રતિક્રમણ કરવાનું ફરમાવેલ છે.

## પર્યુષણપર્વ પંચમીના દિવસે કરવું તેનો નિર્ણય

'**શ્રીસમવાયાંગસૂત્ર**'ના ૭૦મા સમવાયમાં પ્રથમ આલાપકમાં કહ્યું છે કે **समणे भगवं महावीरे वासाणं सवीसइराए मासे वइक्कंते सत्तरिएहिं राइंदिएहिं सेसेहिं वासावासं पज्जोसवेई ।१।'** **એટલે** શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરસ્વામીએ, વર્ષાઋતુના વીશ દિવસ સહિત એક માસ વ્યતીત થયે અને સીત્તેર રાત્રિદિવસ

શેષ રહે ત્યારે વર્ષાવાસ પ્રત્યે નિવાસ કર્યો (ચોમાસું રહ્યા) અર્થાત્ અષાડ વદ ૧ થી ૫૦ મે દિવસે એટલે ભાદરવા સુદ પંચમીએ પર્યુષણપર્વ કર્યાં અને ભાદરવા સુદ ૬ થી કાર્તિકી પુનમ સુધી એટલે ૭૦ દિવસ સુધી યોગ્ય ઠેકાણે ચોમાસું રહ્યા. **માટે સંવત્સરી પ્રતિક્રમણ** પંચમીએ કર્તવ્ય છે.

ચતુર્થીના પર્યુષણ કરનાર શ્રી **કાલિકાચાર્યના** સંતાનીયાએ એ કારણથી અપવાદ ઉત્સર્ગની પરંપરાની માફક દ્રષ્ટિરાગને વશીભૂત થઈ **'निशीथचूर्णि'** માં લખ્યું છે કે—

**'सीसो पुच्छति, इयाणिं कहं चउत्थीए अपव्व पज्जोसविज्जति?। आयरिओ भणति कारणिया चउत्थी। अज्जकालगयारिएण पवत्तिया। कहं भंते कारणं? कालगायरियो विहरंतो उज्जेणिंगतो, तत्थ वासावासंतरंट्ठिओ, तत्थ नगरिए बलमित्तो राया, तस्स कणिट्ठो भाया भाणुमित्तो जुवराया, तेसिं भगिणी भाणुसिरी णाम, तस्स पुत्तो बलभाणू णाम, सोय पगइभद्दविणिययाए साहू पज्जुवासति, आयरिएहिं से धम्मो कहितो, पडिबुद्धो पव्वावितोय तेहिय बलमित्तभाणुमित्तेहिं कालगज्जो पज्जोसविते निव्विसतो कतो केति'।** એટલે—

શિષ્ય પૂછે છે કે-હાલમાં અપર્વ ચતુર્થીએ સંવત્સરી કેમ કરવામાં આવે છે?

આચાર્યભગવાન્—આર્ય કાલિકાચાર્યજીએ કારણે ચોથ પ્રવર્તાવી **છે**. માટે

શિષ્ય—હે ભગવન્ કયા કારણે ?

આચાર્યભગવાન્—શ્રીકાલિકાચાર્યજી વિહાર કરતા કરતા ઉજ્જેણી નગરીએ આવ્યા ને ચોમાસા માટે રહ્યા. ત્યાં બલમિત્ર રાજા અને તેને નાને ભાઈ ભાનુમિત્ર યુવરાજ હતો તથા તેમની બ્હેન ભાનુશ્રી નામે હતી ને તેને પુત્ર બલભાનુ નામે હતો. તે સ્વભાવથી સરળ અને વિનયવાન્ હોવાથી સાધુઓની સેવા પર્યુપાસના કરતો હતો. આચાર્ય મહારાજે તેને યોગ્ય જાણી ધર્મ કહ્યો અને પ્રતિબોધ પામવાથી રાજાને પૂછયા વિના દીક્ષા આપી દીધી. તે કારણે રાજાએ કાલિકાચાર્યજીને દેશનિકાલ કર્યા.

विहरंता पट्ठाइणं णगरं तेण पठित्ता, पइट्ठाणे समण संघस्स य अज्जकालगेहिं संदिट्ठं 'जावहं आगच्छामि ताव तुब्भेहिं णो पज्जोसवियव्वं' तत्थय मयवाहणो राया सोय कालगज्जं एतं सोउं णिग्गतो अभिमुहो, समणसंघोय महया विभूतिए पविट्ठो। कालगज्जो पविट्ठेहिय भणियं भद्दवय पंचमीए पज्जोसविज्जति समणसंघेण पडिवन्नं, ताहे रन्ना भणियं तद्दिवसं मम लोगाणुवत्तीए इंदो अणुजाएज्जाव्वो होहित्ति. साहूचेति तेण पज्जोसवी ते सेस्सतो छट्ठीए पज्जोसवणा कज्जउ. आयरिएहिं भणियं ण वट्टत्ति पंचमी अतिक्कामेउं, ताहे रन्ना भणियं तो अणागय चउत्थीए पज्जोसविज्जति, आयरिएण भणियं एवं भवउ, ताहे चउत्थीए पज्जोसवियं"

અર્થાત્—એવા સબલ કારણથી ચોમાસામાં શ્રીકાલિકાચાર્યજી દેશનિકાલ થયા. તેથી ત્યાંથી વિહાર કરી પૈઠાણપુર તરફ ચાલ્યા અને પૈઠાણપુર નગરમાં પોતાના સંઘાડાના સાધુઓને સંદેશો મોકલ્યો કે જ્યાંસુધી હું ત્યાં ન આવું ત્યાંસુધી તમે રહેવા માટે-(પર્યુષણ) નક્કી કરશો નહિં (એટલે ચોમાસું રહેવા માટે હા પાડવી નહિં) પછી વિચરતાં વિચરતાં શ્રી કાલિકાચાર્યજી મહારાજના પૈઠાણપુરે આવ્યા. ત્યાંના રાજા શાલિવાહન (શતવાહન) તથા શ્રીસંઘે મોટા મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે આચાર્યે સંઘને કહ્યું કે '**આપણે જેવી રીતે ભાદરવા સુદી પંચમીના દિવસે પર્યુષણ પર્વ કરીએ છીએ તેવી રીતેજ કરવાના છે, તે વાત સર્વે કબુલ કરી** પણ શાલિવાહન રાજાએ કહ્યું કે પંચમીના દિવસે તો અમારો ઇંદ્રયાત્રાનો મહોત્સવ છે માટે છઠ્ઠના દિવસે આપ પર્યુષણ કરો. તે સાંભળી શ્રી કાલિકાચાર્યજી બોલ્યા કે **પંચમાનું તો મેરૂ પર્વતની ચૂલિકાની જેમ ઉલ્લંઘન થાય નહિં.** ત્યારે રાજાએ કહ્યું કે આવતી ચોથના પર્યુષણ કરો. (તે સાંભળી શ્રી કાલિકાચાર્યે વિચાર કર્યો કે-એક દેશમાંથી ચોમાસામાંજ વિહાર કરી મારૂં અહીં આવવું થયું અને હવે પજુષણ આડા ચારેક દિવસ રહ્યા છે તેથી અહીંથી વિહાર થઈ શકે તેમ નથી માટે રાજા કહે તેમ કરવું ઠીક છે. કારણ કે હવે કોઇ ઉપાય નથી એમ જાણી ન છૂટકે) આચાર્ય મહારાજે કહ્યું કે "એમ થાઓ" અપવાદે ચોથના પર્યુષણ કરીશું. '**अंतरावासे कप्पइ**' એ પાઠથી પંચમીના પહેલા દિવસે કરવું

કલ્પે. આવા ખાસ કારણુથી કારણે ચોથ સ્વીકારી પણ તે ચલાવવાને માટે કરી ન હતી.

'**નિશીથચૂર્ણી**' કાલિકાચાર્યજીના સંતાનીયાએ બનાવી છે પણ **શ્રી દેવર્દ્ધિગણી ખમાસમણજીની** બનાવેલી નથી માટે કાલિકાચાર્ય પ્રથમ થઇ ગયા છે અને ચૂર્ણી તો પાછળથી બનાવેલી છે તેથી તેમાં કાલિકાચાર્યજીનો સંબંધ છે. તથા કાલિકાચાર્યજીની કથામાં તો એ ચૂર્ણિથી વિરૂદ્ધ લખેલું છે કે 'ભાનુમિત્ર અને બળમિત્ર બન્ને ભાઇ ભરૂઅચ્ચના રાજા હતા તેમની બ્હેન ભાનુશ્રી હતી. તેના પુત્રને વિના પૂછે દીક્ષા દીધી. વળી પુરોહિતની અપ્રીતિથી આચાર્ય દેશબહાર નીકળ્યા છે.' તથા કાલિકાચાર્યની કથામાં લખ્યું છે કે 'કાલિકાચાર્યની પાસે નિગોદના સ્વરૂપ સંબંધી પ્રશ્ન પૂછવા માટે ઇંદ્રમહારાજ આવ્યા હતા' એ વાત એમના સંતાનીયાએ લખી દીધી છે તે મહામિથ્યાત્વ છે. કારણ કે વિક્રમાદિત્ય રાજાને ૧૩૫ વર્ષ થઇ ગયા તે **પછી શાલિવાહન રાજા** થયાછે, તેણે પોતાનો શક ચલાવ્યો છે. તે સો કોઈ જાણે છે.

વીર નિર્વાણથી ૪૭૦ વર્ષે વિક્રમરાજા થયો છે. તે પછી શાલિવાહનરાજાના વખતમાં ચોથના પજુસણ કરનારા કાલિકાચાર્ય થયા છે, તે વીરનિર્વાણ ૬૦૫ વર્ષ પછી થયા છે અને 'પન્નવણાસૂત્ર'ના કર્તા **કાલિકાચાર્ય** કે જેમનું બીજું નામ **શ્યામાચાર્ય** હતું તેમને ઇંદ્રમહારાજે આવી પ્રશ્ન પૂછ્યા છે, તે આચાર્ય તો વીરનિર્વાણથી ૩૩૫ વર્ષે

થયા છે. છતાં એમના સંતાનીયાએ દ્રષ્ટિરાગથી પ્રગટ મિથ્યાત્વ અંગીકાર કરીને ચોથની પુષ્ટી કરવા માટે વીરનિર્વાણથી ૬૦૫ વર્ષ પછી શાલિવાહન રાજાના સમયમાં ચોથની સંવત્સરી કરનાર બીજા કાલિકાચાર્ય થયા છે. તેમનેજ ઇંદ્રના પ્રશ્નના ઉત્તર આપનારા તરિકે ગોઠવી દીધા છે કે જેથી વાંચનારા ભ્રમમાં પડી જાય. પરંતુ વિચારકને મન તો સત્ય હંમેશાં સત્યરૂપેજ જણાવવાનું. આવા ભ્રમણોત્પાદક ઉલ્ટા-સુલ્ટા લખાણો લખી સ્વમતનું શાસ્ત્રોક્ત કથનથી ઉલ્ટી રીતે પોષણ કરવા જનાર ઉઘાડા પડી ગયા વીના રહેતા નથી.

તથા 'તિત્થોગાલિય પયન્નો' પણ એમનાજ સંતાનીઆએ બનાવેલ છે પણ તે દશ પયન્નાઓની અંદર નથી. પરંતુ બીજા સિદ્ધાંતોની ગાથાઓ એકત્ર કરી રચેલ છે. તેમાં એક ગાથા લખી નાંખી છે જેનો ભાવાર્થ એ છે કે :— "વીર નિર્વાણ પછી ૯૯૩માં કાલિકસૂરિએ ભાદરવા સુદ ૪ પર્યુષણ સ્થાપ્યા-કર્યા." વળી બીજા ગ્રંથોમાં પણ નીચે મુજબ ગાથા લખેલી છે કે-ગર્દભીલ રાજાના ઉચ્છેદક કાલિકાચાર્ય પણ થયા છે. એમ 'નિશીથચૂર્ણિ' બતાવે છે.

આ રીતે એમના સંતાનીયાઓનાં વચનો અજાણની માફક લખેલાં દેખાય છે. વળી લોકોને સમજાવે છે કે 'જે સર્વ શ્રીસંઘે મળીને ચોથની સંવત્સરી કરી છે' તે તો મહારાષ્ટ્રદેશના શાલિવાહન રાજાને આધીન એવો સંઘ હતો. તે સંઘે કબુલ કરી હશે. નહિં કે બીજા સંઘોએ. તથા કાલિકાચાર્યજીના સંતાનીયાએ કાલિકાચાર્યને યુગપ્રધાન

માનીને તેણે કબુલ કરી હશે. પણ ભાનુમિત્રની બ્હેનના દિકરાને તેના પિતાની રજા સિવાય સ્વયમેવ દીક્ષા આપી દેવાથી તે દેશ છોડવો પડયો. ત્યાંથી ચોમાસામાં મહારાષ્ટ્ર દેશમાં પઈઠાણ પત્તનમાં આવવું પડયું અને ત્યાં પણ રાજાના કહેવા ઉપરથી પાંચમને બદલે ચોથની સંવત્સરી કરવી પડી. કદાપિ જો તેઓ ચોથની સંવત્સરી નહિ કરત તો રાજા સાથે અપ્રીતિ થાત ને નવી પીડા ઉપજત. એ સર્વ યુગપ્રધાનની અતિસમયસૂચક વાત દેખાતી નથી. પણ બીજે વર્ષે તે આચાર્ય કાળધર્મ પામ્યા. તે પછી તેમના સંતાનીયાએ તેમની પ્રવૃત્તિની પરંપરા કરી લીધી. અથવા કાલિકાચાર્ય પઈઠાણ નગરમાં ઘણો કાળ રહ્યા તેથી ચોથની પરંપરા ચાલતી થઈ. તે માત્ર તેમના સંતાનીયા તથા શાલિવાહન રાજાના રાજ્યમાં વસનારાઓએ ચલાવી.

તોપણ બીજા અન્ય ગચ્છવાળા શ્રીસંઘોએ તો પરંપરાગત ચાલી આવેલી પાંચમની સંવત્સરી કરવી પડતી મૂકી નથી કારણકે પાંચમ છોડીને ચોથ ચલાવવાનું કોઇ કારણ ન હતું એટલુંજ નહિં પણ તે શાસ્ત્રાજ્ઞાથી વિરૂદ્ધ હતું. વળી ‘ સર્વ સંઘે ચોથની સંવત્સરી કબુલ કરી ’ તથા ‘ શ્રીકાલિકાચાર્ય યુગપ્રધાન હતા ’ એવું જે કહેવામાં આવે છે તેનો પુરાવો ક્યાંય મળતો નથી એટલે તે મિથ્યા છે. કેમકે **કોઈના પુત્રને તેના માતપિતાની સંમતિ વગર યુગપ્રધાન દીક્ષા આપેજ નહિં એમ શાસ્ત્રકાર મહારાજાએ ફરમાવેલું છે.** તેથી ‘ આવશ્યક નિર્યુક્તિની ટીકા ’ માં શ્રી

હરિભદ્રસૂરિજીએ લખ્યું છે કે **एस पढमा सेह निप्फडिया** ' તે પ્રથમ શિષ્યનિષ્ફેટક કહેવાણા ઈત્યાદિ અનેક જાતના ઉલ્લેખો મળી આવે છે. **એ માટે અનાદિકાળથી સંવત્સરી પંચમીની ચાલી આવે છે. અપર્વમાં પર્વસંજ્ઞા અને પર્વમાં અપર્વસંજ્ઞા કહેવી તે નિશ્ચયે ' ઠાણાંગસૂત્ર 'માં મિથ્યાત્વ કહ્યું છે.** માટે વિચારકો અને વિદ્વાનોએ આ બાબતનો નિશ્ચય શાસ્રાધારેજ મેળવી લેવાની જરૂર છે. અપવાદ એ હંમેશાં અપવાદજ ગણાય છે. માટે હઠાગ્રહ નહિ સેવતાં શ્રી જિનાજ્ઞાનેજ પ્રમાણ માની વર્તાવ કરવો જોઇએ.

અને જે કોઈ કહે છે કે અમે ચોથ આર્યકાલકાચાર્યજીની આજ્ઞાથી કરીએ છીએ. તો કાલિકાચાર્યજીએ નગરમાં પ્રવેશતાં એમ કેમ કહ્યું કે **ભાદરવા સુદ ૫ નાં પર્યુષણ છે ને સાધુઓએ પણ તે વાત કબુલ કેમ કરી?** આ બાબતમાં સત્ય હકીકત એ છે કે **ચોથનો આદેશ રાજાએજ કરાવ્યો છે પણ આચાર્યશ્રીનો આદેશ તો પાંચમનોજ ચૂર્ણિકારે લખ્યો છે.** વળી ચૂર્ણિકારે **કાર્તકી પૂનમની ચોમાસી કર્યા પછી એકમના દિવસે વિહાર કરવાની આજ્ઞા આપેલી છે.**

આ ઉપરથી સમજી શકાય કે ચૂર્ણિકાર પોતે **ચોથને અપર્વ કહે છે. ને અપર્વમાં પર્યુષણ કરાયજ નહિં અને કરે તો પ્રાયશ્ચિત કહ્યું છે. માટે પર્વમાંજ શ્રીપર્વ**

કરાય એમ ખુલ્લી રીતે (૧) 'નિશીથસૂત્ર' (૨) 'નિશીથચૂર્ણિં' (૩) 'કલ્પનિર્યુક્તિ' (૪) 'સમવાયાંગસૂત્ર' ટીકા (૫) 'કલ્પચૂર્ણિં' (૬) દશાશ્રુતસ્કંધસૂત્ર' તથા તેની ચૂર્ણિ (૭) હરિભદ્રસૂરિકૃત પંચાસક'—ટીકા, વિગેરેમાં પર્વના દિવસે પર્યુષણ પર્વ કરવાના કહ્યા છે.

# ચૌમાસી-નિર્ણય

## ચૌમાસી પૂનમને શાસ્ત્રકારો કહે છે.

કોઇપણ શાસ્ત્રકારે ચૌમાસી ચૌદશે કહી નથી. અને જો કોઈ ચતુર્દશીને ચાતુર્માસી કહે તો તે શબ્દશાસ્ત્ર (વ્યાકરણ) થી તથા ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ છે. કારણ કે શબ્દશાસ્ત્રમાં શબ્દશાસ્ત્રકારે તથા ધર્મશાસ્ત્રમાં ધર્મશાસ્ત્રકારે તેવી રીતની હકીકત કોઈપણ સ્થળમાં કોઇપણ શાસ્ત્રકારે બતાવી નથી. માટે **ચૌદશને ચૌમાશી કહેવી તે શાસ્ત્રસંમત નથી પણ પૂર્ણિમાને ચાતુર્માસી કહેવી એ શાસ્ત્રસંમત** છે. તે આ પ્રમાણે:—શ્રીહેમચંદ્રાચાર્ય '**सिद्धहेमचंद्राभिधानस्वोपज्ञशब्दानुशासनवृहद्वृत्ति**' માં પ્રતિપાદન કરે છે કે—

**चतुर्मासान्नाम्नि ।६।३।१३३। चतुर्मासशब्दात्तत्र भवेऽणप्रत्ययो भवति । नाम्नि—समुदायश्चेन्नाम भवति । चतुर्षुं मासेषु भवा चातुर्मासी—आषाढी कार्तिकी फाल्गुनी च पौर्णमासी भण्यते ।**

એટલે છઠ્ઠા અધ્યાયના ત્રીજા પાદનું ૧૩૩મું એ સૂત્ર છે. તેનો અર્થ–ચતુર્માસ શબ્દથી ત્યાં ( સંજ્ઞામાં ) **अण् प्रत्यय** થાય છે. સમુદાયથી જો કોઇની સંજ્ઞા થતી હોય તો ચાર મહીને **ચોમાસી** કહેવાય. તે **કોની** સંજ્ઞા છે? તે આચાર્ય બતાવે છે તે **ચોમાસીને** આષાઢી, કાર્તિકી અને ફાલ્ગુની પૂનમ ( ની સંજ્ઞા ) કહેવાય છે. માટે **પૂનમને ચોમાસી કહેવી તે શાસ્ત્રસંમત છે.** આ વ્યાખ્યા સ્વસમયવર્તી આચાર્ય મહારાજે કરી છે.

વળી **पाणिनीयव्याकरण (सिद्धांत कौमुदी)नो काशिका-वृत्ति**માં પરસમયવર્તી આચાર્ય આ પ્રમાણે વ્યાખ્યા લખે છે– **'संज्ञायामण् वक्तव्यः'–चतुर्षु मासेषु भवा चातुर्मासी–पौर्णमासी आषाढी कार्तिकी फाल्गुनी ।** તથા તેવીજ રીતે કૌમુદીકારે **तद्धितान्तर्गतकालाधिकार**માં આ પ્રમાણે વ્યાખ્યા કરી છેઃ– **' संज्ञायामण् '–चतुर्षु मासेषु भवति सा चातुर्मासी–आषाढी आषाढनक्षत्रयुक्ता पौर्णमासीत्यर्थः ।** એ વાર્તિકસૂત્ર છે. ચતુર્માસ શબ્દથી સંજ્ઞામાં **अण् प्रत्यय** થાય છે એમ કહેવું જોઇએ. ચાર મહીને **ચોમાસી** કહેવાય અને તે પૂનમની સંજ્ઞા છે; તે પણ કઇ પૂનમ લેવી? તે માટે કહે છે કે ( વૃદ્ધિ–ક્ષય વિનાની તિથિ નક્ષત્રસહચારિણી હોય છે માટે ) પૂર્વા કે ઉત્તરાષાઢાનક્ષત્રયુક્ત આષાઢી પૂનમ, કૃતિકાનક્ષત્રયુક્ત કાર્તિકી પૂનમ અને પૂર્વા કે ઉત્તરાફાલ્ગુનીનક્ષત્રયુક્ત ફાલ્ગુનીપૂનમ એ ત્રણ પૂનમનેજ **चातुर्मासी** તરીકે શબ્દશાસ્ત્રકારોએ સિદ્ધ

કરી છે પણ ચૌદસને સિદ્ધ કરી નથી.

વળી ધર્મશાસ્ત્રમાં ધર્મશાસ્ત્રકારોએ પણ **ત્રણ પૂનમની ચૌમાસી કહી છે.** તેનું ફરમાન **શ્રીસૂયગડાંગસૂત્ર** અને તેની **બૃહદ્વૃત્તિ**માં શ્રાવકાધિકારમાં આ પ્રમાણે કર્યું છે :—**મૂલ ' चाउद्दसट्ठमुद्दिट्ठ पुन्नमासिणीसु '** તેની ટીકાઃ—**चतुर्दश्यष्टम्यादिषु तिथिषूपदिष्टासु महाकल्याणिकत्वेन प्रसिद्धासु तथा पौर्णमासीषु च तिसृष्वपि चतुर्मासकतिथिष्वित्यर्थः ।** એટલે ચૌદશ, આઠમ અને પૂનમ—ચોમાસીની ત્રણ પૂનમ તથા કલ્યાણક તિથિ એ પર્વ વગેરે પવિત્ર તિથિઓ—ઇત્યાદિ ધર્મના દિવસોમાં શ્રાવકો પૌષધવ્રત સ્વીકારી શ્રાવકધર્મને આરાધેછે. એવીરીતે ત્રણ **પૂનમની ચૌમાસી ' સૂયગડાંગ ', ' ભગવતી ', ' ઉત્તરાધ્યયન '** આદિ સૂત્રોની ટીકામાં બતાવી છે. માટે ભવ્યજીવોએ ત્રણ પૂનમની ચોમાસીની અવશ્ય શ્રદ્ધા કરવી જોઇએ.

આવીરીતે શબ્દશાસ્ત્રથી અને ધર્મશાસ્ત્રથી સિદ્ધ થયેલી ચૌમાસી ત્રણ પૂનમની છે. છતાં જે કોઇ સ્વમતાગ્રહી તે સત્યવાતને કબુલ નહિ કરે તો તેને પરાણે કોણ મનાવી શકે? **જાગતો સુઇ રહે તેને ઉઠાડવામાં કોણ સમર્થ થાય?** માટે જે **તત્વગ્રહણ કરવાની ઇચ્છાવાળો, સત્યની ખોજ કરનારો, ભવભીરૂ તથા જિનપ્રણીતસૂત્રનો આરાધક આત્મા હશે તે તો આપોઆપ શોધ કરી સત્યવાતને અંગીકાર કરશેજ.** એ વિષે અમારો

કાંઇપણ આગ્રહ નથી. કોઈપણ જિજ્ઞાસુ પૂછે તેને શુદ્ધ ને સત્ય માર્ગ બતાવવોજ જોઇએ. પછી કરો ન કરો તે મરજી ઉપર **છે.** પણ સંસારસમુદ્ર તરવા માટે **જૈનદર્શનનો મળ પાયો બોધિ-(સમકિત)** હોવાથી મુમુક્ષુ આત્માઓ કારણ વશાત્ કદાચ અમલમાં મૂકી ન શકે, તો પણ તેઓ સત્યની સદ્દહણા-શ્રદ્ધા જરૂર કરશે કારણકે '**મારૂં તે સાચુ નહિ પણ સાચુ તે મારૂં**' એ સિદ્ધાંતને તેઓ માનનારા હોય છે.



# પાક્ષિક—નિર્ણય

કેટલાક કહે છે કે **પાખી ચૌદસે કરવી,** ત્યારે કેટલાક કહે છે કે ના, પાખી તો પુનમ-અમાસે કરવી. આનો નિર્ણય તો પ્રવચન-ધર્મશાસ્ત્રથી થઈ શકે. પંદર દિવસે પક્ષ-પખવાડીયું કહેવાય છે તે કાળસ્વરૂપ છે. **શ્રીજિનરાજે શ્રાવકોને પૌષધ કરવા સારૂ પાખી ફરમાવી છે,** તેમાં દિવસો ન ગણવા. **પક્ષે પાખી, ચાર માસે ચૌમાસી અને સંવત્સરે સંવત્સરી કહેવાય.** પણ પાંચ દિવસે પાખી, દશ દિવસે સંવત્સરી અને પક્ષે ચોમાસી તો નજ કહેવાય. છતાં **જેઓ દ્રષ્ટિરાગ ન મૂકશે તેઓ સત્યવચન ચૂકશે.** એક તરફથી શાસ્ત્રનું નામ લેવું ને બીજી તરફથી દિવસો ગણવા એનું શું કારણ ? માટે **ચૌદશને પર્વતિથિ જાણી પૌષધ કરવો અને દિવસ ગણવાનો ભ્રમ ટાળવો.**

જે તિથિ (ની ઘડી–પળ )માં સૂર્યોદય થાય તે તિથિ આખો દિવસ ગણાય અને એ **ઉદયિકતિથિને પ્રમાણ કરવી** પણ આથમતી તિથિને પ્રમાણ ન કરવી એમ '**ચંદપન્નત્તિ, સૂરપન્નત્તિ ઉપાંગ તથા ભગવતી**' આદિ **સૂત્રોમાં** ફરમાવ્યું છે. માટે **ઉદયિક તિથિને પ્રમાણ કરી પર્વતિથિ આરાધવી. अंतोपक्खस्स** માં **अंतो** અવ્યય છે. અને તેનો અર્થ ' મધ્ય–અંદર–વચ્ચે ' એવો થાય છે. તેથી **पक्षांतः** એટલે પખવાડીયાની અંદર અર્થાત્ ચોદશ જાણવી પણ **पक्षांते** એટલે એકમ તે પક્ષનું ઘર અને પન્નરસી તે પક્ષનો છેડો અર્થાત્ પૂનમ–અમાસ જાણવી નહિ.

**જેમ રાઇ વખતે દેવસી અને દેવસી વખતે રાઇ પડિક્કમણુ ન કરાય, તેમ પાખીના દિવસે ચૌમાસી અને ચૌમાસીના દિવસે પાખી પડિક્કમણુ પણ ન થાય. માટેજ ધર્મશાસ્ત્રોમાં પાખી ચૌદશે અને ચૌમાની પૂનમે કરવાનુ' ફરમાવેલ છે.** આમ કરવાથી ચોદશે પાખી પડિકમણુ મૂકાય નહિ અને પૂનમે ચૌમાસી કરવાથી ત્રણ પાખી પડિકમણાં પણ ચૂકાય નહિં. એટલે **बारस मासाणं चउव्वीसपक्खाणं** એ પાઠ પ્રમાણે **બાર માસે ચોવીસ પાખી અને ત્રણ ચૌમાસી પડિકમણાં થાય.** પણ શું આ ફરમાનને તપગચ્છીય, ખરતરગચ્છીય અને અંચલગચ્છીય ચતુર્વિધ સંઘ માન આપે છે?

વળી **ધર્મશાસ્ત્રકારોએ અષાડી,** કાર્તિકી અને

ફાલ્ગુની એ ત્રણ પૂનમોને પર્વણી કહી છે અને ને માસની સુદ ૮ થી સુદ ૧૫ સુધીની અઠ્ઠાઈ ફરમાવી છે.

તથા પાખીનો તપ ચૌદશે, ચૌમાસીનો તપ ચૌદશ–પૂનમે અને સંવત્સરીનો તપ ભાદરવા સુદ ૩-૪–૫ મે કરવાનું ફરમાવેલ છે. આ સર્વ શ્રમણસંઘોનો આચાર છે.

## पर्वतिथि–मंतव्य

जे तिथिमें रविसंक्रमे, ते तिथि उदयिक जाण ।
आखो दिन तेहनो गणो, धर्मकाज मन आण ॥१॥
घटतां तिथि पूरव ग्रहो, वधतां आगळ जाण ।
पर्व तिथि विचारणा, इणिपरे मनमें आण ॥२॥
पडवाथी अट्ठम दिने, आठम उत्तम जोइ ।
गइ पाखीथी आवती, पाखी पक्षे होइ ॥३॥
अंतोपख्खस्स जाणवो, अंतो मध्य विचार ।
पूनम पहेलो दिहडो, पाखी चौदस सार ॥४॥
आठम त्रूटे सातमीए, आठम करवी होय ।
जो आठम दिन बे हुवे, तो बीजी आठम जोय ॥५॥
चौदस घटतां तेरसे, पाखीपर्व आराह ।
बे चौदस थातां थकी, बीजीए पाखी थाय ॥६॥

चउमासी पूनम घटे, पाखी तेरसे देह ।
चउदस दिन चौमासनुं, पडिकमणु विरतेह ॥७॥
चउमासो पूनम वधे, चौदस पाखी धार ।
पहेली पूरी पूनमे, चउमासु संभार ॥८॥
चउमासी चौदस वधे, बीजीए पाखी थाय ।
पूनम दिन चौमासनुं, पडिकमणु कर भाय ॥९॥
चौमासी चउदस घटे, तेरसे पाखी साध ।
पूनम दिन चउमासनुं, पडिकमणु आराध ॥१०॥
जो घटे संवच्छरी, तो चोथे पंचमी जोय ।
जो दिन पंचमी बे हुवे, तो प्रथम पजूसण होय ॥११॥

उपाध्याय श्री मेघराजजी कृत
'साधुसमाचारी' मांथी

# પર્વતિથિનો નિર્ણય

જોધપુરીય પંચાંગમાં

(૧) જો ભાદ૦ સુદ ૫ નો ક્ષય હોય તો ચોથે પાંચમ ગણવી એટલે ચોથનો ક્ષય કરવો કારણ કે ચોથમાં પાંચમનો અંશ આવે છે. વળી ભા૦ સુ૦ ૫ બે હોય તો પહેલી પાંચમે સંવચ્છરી કરવી અને બીજી પાંચમને છઠમાં ગણવી એટલે બે છઠ્ઠો કરવી.

(૨) સુદમાં કે વદમાં ચૌદશનો ક્ષય હોય તો તેરસે ચોદશ કરવી એટલે તેરશનો ક્ષય કરવો. કારણ કે તેરશમાં ચોદશનો અંશ આવે છે.

(૩) સુદમાં કે વદમાં બે ચૌદશ હોય તો પહેલી ચોદશ ને તેરશમાં ગણવી એટલે બે તેરશો કરવી અને બીજીને ચોદશ માની આરાધવી.

(૪) પુનમનો કે અમાસનો ક્ષય હોય તો તેરશે ચોદશ અને ચોદશે પુનમ કે અમાસ કરવી એટલે તેરશનો ક્ષય કરવો.

(૫) બે પુનમો કે બે અમાસો હોય તો બીજી પુનમ કે અમાસને એકમમાં ગણવી એટલે બે એકમો કરવી પણ બે તેરશો નહિ કારણ કે જેમાં જેનો અંશ આવે તેમાં તે તિથિ મનાય છે. બે એકમો કરવાથી ઉદયવાળી ચોદશ આરાધી શકાય છે અને બે તેરશો કરવાથી ચોદશ તિથિ વિરાધાય છે માટે બીજી પુનમ કે બીજી અમાસને એક-મમાં ગણવી એટલે બે એકમો કરવી.

બાકીની તિથિઓ જેમ કરીએ છીએ તેમ કરવાની છે એટલે

બે બીજ હોય તો બે એકમ કરવી. બે પાંચમ હોય તો બે ચોથ કરવી પણ સંવચ્છરીની હોય તો બે છઠ્ઠ કરવી.

બે આઠમ હોય તો બે સાતમ કરવી. બે અગ્યારસ હોય તો બે દશમ કરવી. બે ચૌદશ હોય તો બે તેરશ કરવી.

બે પુનમ હોય તો બીજી પુનમને એકમ કરવી.

બે અમાસ હોય તો બીજી અમાસને એકમમાં ગણવી.

બીજનો ક્ષય હોય તો એકમનો, પાંચમનો ક્ષય હોય તો ચોથનો, આઠમનો ક્ષય હોય તો સાતમનો, અગ્યારસનો ક્ષય હોય તો દશમનો, ચૌદશનો ક્ષય હોય તો તેરશનો ક્ષય કરવો. પણ ચોમાસી પુનમ ઘટે તો તેરશે પખ્ખી અને ચૌદશે ચોમાસી પડિક્કમણું કરવું એટલે તેરશનો ક્ષય કરવો.

સ૦—' **જૈનપંચાંગ** 'ના અભાવે **જ્યોતિષશાસ્ત્ર** મુજબ ' **જૈનેતર પંચાંગ** 'માં વાસ્તવિક જે તિથિઓ હોય તેજ માનવી જોઇએ છતાં આમ તિથિઓમાં ફેરફાર કરવાનું શું કારણ ?

જ૦—પર્વતિથિની આરાધના કરવા માટે. જો પંચાંગ મુજબ બે આઠમ કે બે ચૌદસ વગેરે બબ્બે પર્વતિથિઓ રાખવામાં આવે તો ગૃહસ્થો ભ્રમમાં પડી જાય અને કહે કે અમારે પોષધવ્રત તથા બ્રહ્મચર્યાદિ નિયમોનું પાલન કઈ તિથિએ કરવું ? એવી શંકાઓ થતાં મતભેદ ઉભા થાય અને જૈનસંઘની ઐકયતામાં ભંગાણુ પડે માટે તે ન પડે પણ ઐકયતા ભ્રાતૃભાવ વગેરે કાયમ રહે ઇત્યાદિ કારણે **જૈનેતર પંચાંગ**માંથી તિથિઓને ફેરફાર કરવો પડે છે.

# પાટપરંપરા

જગદ્વંદ્ય શાસ્ત્રવિશારદ શાસનપ્રભાવક યુગપ્રધાન આચાર્ય ભગવાન્ શ્રી ૧૦૦૮ શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજાની પાટે આચાર્ય ભગવાન્ શ્રીસમરચંદ્રસૂરીશ્વરજી થયા. ત્યારપછી ઉત્તરોત્તર

શ્રીરાજચંદ્રસૂરિજી, શ્રીવિમલચંદ્રસૂરિજી
શ્રીજયચંદ્રસૂરિજી, શ્રીપદ્મચંદ્રસૂરિજી
શ્રીમુનિચંદ્રસૂરિજી(બીજા), શ્રીનેમિચંદ્રસૂરિજી(બીજા),
શ્રીકનકચંદ્રસૂરિજી, શ્રીશિવચંદ્રસૂરિજી,
શ્રીભાનુચંદ્રસૂરિજી, શ્રીવિવેકચંદ્રસૂરિજી
શ્રીલબ્ધિચંદ્રસૂરિજી, શ્રી હર્ષચંદ્રસૂરિજી

'ધર્મમૂર્તિ' આચાર્ય શ્રીહર્ષચંદ્રસૂરીશ્વરજીના અનેક શિષ્યોમાં ત્રણ શિષ્યોની પરંપરા.

| | | |
|---|---|---|
| શ્રીહેમચંદ્રસૂરિજી | શ્રીકુશલચંદ્રગણી | શ્રીમુક્તિચંદ્રગણી |
| શ્રીદેવચંદ્રસૂરિજી | મુ. ખુશાલચંદ્રજી | શ્રીભ્રાતૃચંદ્રસૂરિજી |
| યતિશાખા | વગેરે | |

આ પૈકી આદ્યમહાપુરૂષ સંવેગરંગરંગિત આત્મા શ્રી કુશલચંદ્રજીગણીનું ટુંક જીવન વૃત્તાંત ભવિજીવોના હિતાર્થે અત્રે રજુ કરવામાં આવે છે.

સમતાસાગર મુનિગણમુકુટાયમાન શાન્તસુધાકર

## ચારિત્રચૂડામણિ શ્રીકુશલચંદ્રજીગણિવર મહારાજ



જન્મ સં૦ ૧૮૮૪ કોડાય ( કચ્છ )

દીક્ષા સં૦ ૧૯૦૭ કા૦ વદ ૧૩ પાલીતાણા

સ્વર્ગવાસ સં. ૧૯૬૬ ભા. સુદ ૧૦ કોડાય ( કચ્છ )

# શાંતમૂર્તિ શ્રીકુશલચંદ્રજીગણિવર

આપણા ગચ્છના આ આદ્યમહાપુરૂષે જ્ઞાન અને ક્રિયા સુમેળવાળી સાધનાનો પ્રચાર કરી અનેક ભવી જીવોને સન્માર્ગમાં જોડ્યા છે. કારણ શાસ્ત્રકાર મહારાજાઓ ફરમાવે છે કે 'એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયાથી મોક્ષની પ્રાપ્તિ શકય નથી પરંતુ જ્યારે જ્ઞાન ક્રિયામાં પરિણમે છે અને સમ્યગ્‌જ્ઞાન, દર્શન ને ચારિત્રનો ત્રિવેણીસંગમ થાય છે ત્યારેજ આત્મા મોક્ષના ચિંતવનમાં એકાકાર બને છે અને કર્મો ખપાવતો ભવબંધનને તોડતો સિદ્ધશીલાએ પહોંચવા ભાગ્યશાળી થાય છે'. આવા મહાત્માઓ હંમેશાં જીવનભર બ્રહ્મચર્ય વ્રતને પાળનારા હોય છે. **બ્રહ્મચર્ય એ એવું વ્રત છે કે જેને શાસ્ત્રકાર મહારાજાઓએ જગતમાં એ વ્રતને દીપકની–સમુદ્રની ઉપમા આપી છે આ વ્રત પાળનારમાં બીજી આત્માની અનંત શક્તિઓ સ્વયં પ્રગટે છે** અને એ પ્રગટવા સાથે પોતે જગતમાં ફેલા- યેલ ધર્મ વિષેના અંધકારને ફેડવા શક્તિમાન થાય છે અને **જેણે બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું તે જગતના મોહ- માયા ને મમત્વ પર આધિપત્ય સ્થાપે છે.**

**શ્રીકુશલચંદ્રજી ગણી**માં એવી મહાન શક્તિઓનો સંચાર થઈ ચૂકયો હતો કે તેઓશ્રીએ બાલ્યકાળથીજ પોતાનો પ્રભાવ જૈનસમાજમાં પાડ્યો હતો. તેઓશ્રીએ મુખ્યત્વેકરીને ક્રિયાનુષ્ઠાનો વિષે ફેલાયેલી લૌકિક આચારશ્રેણીને દૂર કરી

શ્રીજિનેશ્વરદેવોએ ભાખ્યા મુજબના સન્માર્ગમાં હજારો આત્માઓને જોડી મહદ્ ઉપકાર કર્યો છે.

આવા **ગચ્છનાયક શ્રીકુશલચંદ્રજી ગણી**નો જન્મ સં. ૧૮૮૪માં કોડાય ( કચ્છ )માં થયો હતો. પિતાનું નામ **જેતસીભાઈ** અને માતાનું નામ **ભમઈબાઈ** હતું. માતપિતાના સંસ્કારોના સિંચનથી **શ્રીકુશલચંદ્રજી**માં અનેકવિધ ધર્મસંસ્કારોના બીજ રોપાયા. માતપિતા જો પુત્રને તેના આત્મહિતનો સાચો રાહ દાખવે તો જૈનધર્મમાં અનેક આત્માઓ તરી જાય અને કુળને અજવાળે. પરંતુ આજે જૈનમાતપિતાઓ જેટલી પોતાના બાળકોની વ્યવહારિક કેળવણીને કુશળતા માટે કાળજી ધરાવે છે તે પૈકી જો અંશમાત્ર પણ ધર્મમાર્ગમાં સ્થિર કરવાની પ્રવૃત્તિ અંગે ધરાવે તો આજે જૈન સમાજમાં ધર્મની જાહોજલાલી પ્રગટી નીકળે.

છેવટે સંસારની અસારતા વિષે પૂજ્ય મુનિરાજોના સંસર્ગથી યોગ્ય જ્ઞાનની પ્રાપ્તિ થતાં તેઓશ્રી પગે ચાલીને બીજા ચાર સાથીઓ સંગાતે **પાલીતાણા** ગયા. ત્યાં બિરાજમાન **પૂ૦ આ૦ શ્રીહર્ષચંદ્રસૂરીશ્વરજી** પાસે દીક્ષા લેવાની ભાવના વ્યક્ત કરી. ગુરૂદેવે યોગ્યતાની કસોટી કરી અને સં. ૧૯૦૭ના કારતક વદ ૧૩ના રોજ દીક્ષા અંગીકાર કરી. આ સમયે અષ્ટાન્હિકા મહોત્સવાદિ ભારે ધામધુમ થઇ.

આમ મુનિવેશ અંગીકાર કર્યા બાદ પૂજ્યશ્રીએ સાધુ આવશ્યક ક્રિયાઓ–સૂત્રો વિ૦ નો સારો અભ્યાસ કરી સાધુ

જીવનને ઉચ્ચ કક્ષા પર મૂક્યું. ગામોગામ વિહાર કરતાં પૂજ્યશ્રીએ **શ્રીપાર્શ્વચંદ્ર ગચ્છને** ઉન્નતિના શિખરે પહોંચાડ્યો. **અનેક જીવોને દેશવિરતિ અને સર્વવિરતિ બનાવ્યા.**

આમ ઉપકાર કરતા કરતા તેઓશ્રી ૧૯૬૯ (૧૯૭૦ કચ્છી) ના ભાદરવા સુદ ૧૦ના રોજ સ્વવતન કોડાયમાં સમાધિપૂર્વકના **અંતિમ આરાધના** સાથે સ્વર્ગે સિધાવ્યા.

**આવા મહાત્યાગી વૈરાગી પરમોપકારી મહાપુરૂષોના પરિચયમાં જે જે આત્માઓ આવે છે તેઓ સરળતાથી સન્માર્ગમાં જોડાવા સદાય તત્પર રહે છે. તેમના જીવનનો આદર્શ અન્ય જીવો પર ઉપકારકવૃત્તિ ધારણ કરનારો હોય છે. મહાજનોનાં જીવનચરિત્ર એટલે આ અસાર સંસારની અટવીમાં રહેલા કર્મરૂપી ચોરોને દૂર કરવા માટેનું ઉત્તમ સાધન છે. તેઓ જીવન જીવી જાણે છે અને મરી પણ જાણે છે** કારણ કે તેમના મૃત્યુ પછી પણ સાહિત્ય-ક્રિયા-તપ-જપાદિની સુવાસ વર્ષો સુધી પ્રસરેલી રહે છે.

આ મહાપુરૂષના જીવન વિષે આપણને સંપૂર્ણ હકીકતો સાંપડતી નથી પરંતુ આજે એમનું નામ **શ્રીપાર્શ્વચંદ્રગચ્છના** તકતા પર અમર છે એજ એમના ધર્મપ્રભાવનાના અનેકવિધ કાર્યોનો સચોટ પુરાવો આપે છે.

આ ત્યાગીઓમાં **આદ્યપુરૂષ શ્રીકુશલચંદ્રજીગણી**

પછી તેઓશ્રીનો સાધુસમુદાય (સ્વ૦ અને વિદ્યમાન) નીચે પ્રમાણે છે. જે પરથી જોઇ શકાય એમ છે કે આ મહાપુરૂષના સમયમાં તપગચ્છમાં માત્ર ૩૦-૩૫ જેટલા સાધુઓજ વિચરતા હતા તે સમયે **શ્રીપાર્શ્વચંદ્રગચ્છ**માં પણ સાધુઓની સારી સંખ્યા હતી. એ ઉપરથી ગચ્છની જળહળતી જ્યોત સાબિત થાય છે.

## શાંતમૂર્તિ શ્રીકુશલચંદ્રજી ગણીના શિષ્યપ્રશિષ્યો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મુનિશ્રી | ખુશાલચંદ્રજી | ૧૦ | મુનિશ્રી | વૃદ્ધિચંદ્રજી |
| ૨ | ,, | કપૂરચંદ્રજી | ૧૧ | ,, | ગુણચંદ્રજી |
| ૩ | ,, | દેવચંદ્રજી | ૧૨ | ,, | અબીરચંદ્રજી |
| ૪ | ,, | કલ્યાણચંદ્રજી | ૧૩ | ,, | દેવચંદ્રજી |
| ૫ | ,, | વિજયચંદ્રજી | ૧૪ | ,, | ભક્તિચંદ્રજી |
| ૬ | ,, | મોતીચંદ્રજી | ૧૫ | ,, | પ્રીતિચંદ્રજી |
| ૭ | ,, | ખેમચંદ્રજી | ૧૬ | ,, | વિનયચંદ્રજી |
| ૮ | ,, | પ્રેમચંદ્રજી | ૧૭ | ,, | દયાલચંદ્રજી |
| ૯ | ,, | દીપચંદ્રજી | | | |

આમ પૂજ્યશ્રી પોતાની પછી બ્હોળો શિષ્યસમુદાય મૂકી ગયા. ભારતભૂષણ **આચાર્યશ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી** તથા શાંતમૂર્તિ શ્રીપુનમચંદ્રજીગણિવરના સ્વર્ગગમન બાદ ગચ્છમાં શિષ્યસમુદાયની ત્રુટી હોવા છતાં આપણને એ સાલતી નથી એ આપણી કમનસીબી છે. ગચ્છની પાટ સાચવનાર મુનિરાજોજ છે. આજે કચ્છ-કાઠીયાવાડ ગુજરાતમાં એવા અનેક સ્થળો છે કે જે મુનિઓના તેમજ

મુનિવિહારના અભાવે ગચ્છનું નામનિશાન દેખાતું નથી. આજે મુનિવિહાર અને મુનિરાજોની સંખ્યા વૃદ્ધિ તરફ શ્રીસંઘે નજર કરવાની આવશ્યકતા છે.

**પૂજ્યશ્રીકુશલચંદ્રજી ગણિવર**ના પ્રાપ્ત થતાં સંક્ષિપ્ત જીવનચરિત્રમાંથી પણ સાગરમાં બિંદુ સમાન લાભ લેવામાં આવે તો અનેક ભવ્યાત્માઓ તરી જાય.

### શાંતમૂર્તિ શ્રીકુશલચંદ્રજીગણિવરના

## જીવનનો ટુંક સાર

**જન્મસ્થાન** :–કોડાય ( કચ્છ )

**જન્મ** :–સં. ૧૮૮૪

**પિતાનું નામ** :જેતસીભાઈ

**માતાનું નામ** :–ભમઈબાઈ

**જ્ઞાતિ** :–વીશા ઓસવાળ

**દીક્ષા** :–સં. ૧૯૦૭ – પાલીતાણા

**ગુરૂનું નામ** :–આચાર્યશ્રીહર્ષચંદ્રસૂરિજી

**સ્વર્ગવાસ** :–સં.૧૯૬૯ ભા. સુ. ૧૦



# ભારતભૂષણશ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીના

# જીવનનો ટુંક પરિચય

જગત્પૂજ્ય **શાસ્ત્રવિશારદ શાસનપ્રભાવક યુગપ્રધાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજા પછી **શ્રીમન્નાગપુરીયતપાગચ્છને** પ્રકાશમાં આણનાર **પૂજ્યશ્રી કુશલચંદ્રજીગણી** સુધી અનેક આચાર્યો અને મહાત્માઓ થઈ ગયા છે. જેમાં **આચાર્યમહારાજ શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીનું નામ સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે.** શ્રી હેમચંદ્રસૂરિ ( બીજા ) ની પાટે પૂ. આચાર્યમહારાજ થયા.

આબુતીર્થની દક્ષિણ સીમા પર આવેલા (**વાંકડીઆ**) **વડગામ**માં ઓદીચ્ય બ્રાહ્મણ **દાનમલજી** રહેતા હતા તેમની **વિજયા** નામે ધર્મપત્ની હતી તેમને **રતનસિંહ, લખુ, ભલુ અને કલુ** એ નામનાં ચાર પુત્રો હતા. સં. ૧૯૨૫માં વિજયા માતા સ્વર્ગવાસી થયા તે પછી દાનમલજી પોતાના મોટા પુત્રને સંબંધીઓને સુપ્રત કરી ત્રણે પુત્રોને સાથે લઈ ગુજરાતના વઢીઆર વિભાગમાં ચાચરવાળી **બહુચરાજી**ના મેળા ઉપર **શંખલપુર** જઈ પહોંચ્યા. એ મેળામાં કોઈ કાર્યવશાત્ આવેલા યતિઓને જોયા. અને જો આ યતિઓ પૈકી કોઈ મારા પુત્રોને લેવાનું સ્વીકારે તો મારે અવશ્ય અર્પણ કરી દેવા. છોકરાઓ સુખી થશે અને મારી ઉપાધિ ટળશે. એવો દ્રઢ સંકલ્પ કરી ભૂદેવ તે યતિઓની પાછળ પાછળ તેમના ઉતારે ગયો અને પોતાનો સંકલ્પ જાહેર

પ૦ પૂ૦ બાલબ્રહ્મચારી શાસનપ્રભાવક શાસ્ત્રવિશારદ

## શ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીમહારાજ.



જન્મ સં. ૧૯૨૦ પોષ વદ ૧૦, વડગામ (નાની મારવાડ)

દીક્ષા સં. ૧૯૩૫ ફાગણ સુ. ૨ વિરમગામ.

ક્રિયોદ્ધાર સં. ૧૯૩૭ વૈશાખ સુ. ૧૧ માંડલ.

આચાર્યપદ સં. ૧૯૬૭ વૈશાખ સુ. ૧૩ શિવગંજ. (મારવાડ)

સ્વર્ગવાસ સં. ૧૯૭૨ વૈશાખ વ. ૮ અમદાવાદ.

કર્યો. એટલે તેઓએ છોકરાઓને જોવાની ઇચ્છા જણાવી. ભૂદેવે છોકરાઓને રજુ કર્યા, યતિમંડળે જોયા. તે યતિઓ પૈકી કોટવાલ **શ્રીહરચંદ્રજી**એ કહ્યું કે મારી સાથે તમો માંડલ ચાલો. ભૂદેવે હા પાડી ત્યાંથી બીજે દિવસે વિદાય થઇ માંડલ આવ્યા. ત્યાંના શ્રાવકોની સલાહ લઈ ત્રણે પુત્રોને લેવાની ગોઠવણ કરી અને ત્રણે પુત્રોને સ્વીકારી લીધા. તે પછી વીરમગામથી **પં. શ્રીમુક્તિચંદ્રજીગણી**ને બોલાવ્યા. તેમણે ભલુભાઇને સ્વાધીન કરી પોતાના સ્નેહભાવમાં વૃદ્ધિ કરી. ભૂદેવ થોડો વખત માંડલમાં રહી પછીથી પોતાના વતને ગયો. ત્રણે શિષ્યોને ક્રમવાર વિદ્યાધ્યયન કરાવવું શરૂ કર્યું. તેમણે પોતપોતાની બુદ્ધિ મુજબ યોગ્ય વિદ્યાસંપાદન કરી. સમય થતાં **યતિવર્ય શ્રીહરચંદ્રજી**એ બે શિષ્યોને દીક્ષા આપી લખુનું **લખમીચંદ્રજી** અને કલુનું **કલ્યાણચંદ્રજી** નામ પાડયું.

સં. ૧૯૨૦ ના પોસ વદ ૧૦ ના રોજ (**વાંકડીઆ**) **વડગામે વિજયા** માતા પુત્ર રત્નને જન્મ આપે છે. પુત્રજન્મની ખુશાલીમાં ધાર્મિકકાર્યો ઉપરાંત ગ્રામ્યજનોમાં વધાઇ ફેલાતાં આનંદ આનંદ છવાઈ જાય છે. અને પુત્રનું નામ **ભલુ** રાખવામાં આવે છે એના ગ્રહયોગમાં રાજા યા તો યોગી થવાનું લખાયલું છે. તે **ભલુને પં૦ શ્રી મુક્તિચંદ્રજી ગણી** આવશ્યક, પ્રકરણ, વ્યાકરણ, ન્યાય વિગેરેનો વિદ્યાભ્યાસ કરાવે છે.

આમ અભ્યાસ કરતાં કરતાં ભલુની ઉંમર ૧૬ વર્ષની

થાય છે અને ગુરૂદેવને વિનંતિ કરે છે કે મને હવે પરમોપકારી શ્રીભાગવતીપ્રવ્રજ્યા અર્પણ કરો અને વીરમગામ મુકામે સં. ૧૯૩૫ ના ફાગણ સુદ ૨ ના શુભ દિને ભારે ધામધુમ અને શ્રીઅષ્ટાન્હિકામહોત્સવના ઠાઠરૂપ ઠેરઠેર નિમંત્રણથી પધારેલા શ્રીસંઘના ભાઇઓ અને શ્રીચતુર્વિધસંઘની હાજરીમાં **ભલુને** દીક્ષા આપી તેનું નામ **શ્રીભ્રાતૃચંદ્રજી** રાખવામાં આવ્યું.

દીક્ષાને છજ દિવસો થયા ત્યાંતો શ્રી **મુક્તિચંદ્રગણી** સ્વર્ગે સિધાવ્યા. **પૂ૦ શ્રી ભ્રાતૃચંદ્રજીને** આથી ભારે આઘાત લાગ્યો. આમ ગુરૂદેવનો વિરહ મનમાં બહુ સાલવા લાગ્યો. પરંતુ કુદરતની ગતિને કોણ પહોંચી શકવા શક્તિમાન છે? એમ વિચાર કરે છે ત્યાં **પૂ૦ મુ૦ શ્રી કુશલચંદ્રજી ગણીનો** સાથ મળી આવે છે.

શ્રીપાર્શ્વચંદ્રગચ્છના પરમત્યાગી વડિલ ગુરૂદેવ શ્રી **કુશલચંદ્રજી ગણિવર** સં. ૧૯૩૭ ની સાલમાં **માંડલ** મુકામે પધારે છે, અને તેઓશ્રી પાસે **યતિવર્ય શ્રીભ્રાતૃચંદ્રજી** સં. ૧૯૩૭ ના વૈશાખ સુદ ૧૧ ક્રિયા ઉદ્ધાર કરે છે (સંવેગી બને છે) એ વડિલની છત્રછાયામાં ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરે છે અને શ્રીસંઘની વિનંતિથી એ ચાતુર્માસ પણ માંડળમાંજ થાય છે. ત્યાં પૂ૦ ગુરૂદેવની અમૃતવાણીથી પ્રેરાઈ શ્રાવક–શ્રાવિકાઓ જપ, તપ, પચ્ચખાણો મોટા પ્રમાણમાં કરે છે અને ઓચ્છવાદિ ધામધૂમ પણ સારા પ્રમાણમાં થાય છે.

માંડલનું ચાતુર્માસ પૂર્ણ થતાં **શ્રીકુશલચંદ્રજી ગણિવર**

## પ૦ પૂ૦ બાલબ્રહ્મચારી ભારતભૂષણ આ૦ મ૦
## શ્રી ભ્રાતૃચંદ્રસૂરિ–ચરણપાદુકા.




સ્વર્ગવાસ સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ બુધવાર

શામળાની પોળ—અમદાવાદ.

સાથે **મુનિરાજ 'શ્રીભ્રાતૃચંદ્રજી** વિહાર કરી આઠ માસ વિચરે છે. પૂજ્યશ્રીનું સં. ૧૯૩૮ નું ચાતુર્માસ ભારે ધામધૂમથી થયેલ પ્રવેશ બાદ જામનગર મુકામે થાય છે. એ વખતના મહારાજા **જામસાહેબ શ્રીવિભાજી** ગુરૂદેવની અમૃતવાણી સાંભળવા પ્રસંગોપાત પધારેલા અને પ્રતિબોધ પામી સ્વ-રાજ્યમાં જીવહિંસા વિગેરે પર પ્રતિબંધ મૂકેલો.

એ પછી ત્યાંથી પૂજ્યશ્રી સં. ૧૯૩૯ નું ચાતુર્માસ કચ્છ કોડાયમાં કરે છે ત્યાં ગામેગામથી શ્રીસંઘ પૂજ્ય ગુરૂદેવની પ્રશંસા સાંભળી વાંદવા માટે આવે છે. અને અઠ્ઠાઇ મહોત્સવાદિ ધાર્મિક કાર્યો સારા પ્રમાણમાં થાય છે.

ત્યાંથી પૂજ્યશ્રી વિહાર કરીને **માંડળમાં** પધારે છે અને માસકલ્પ કરી અનેક જીવોને તપના બળનું મહાત્મ્ય સમજાવે છે. ત્યારબાદ સં. ૧૯૪૦ માં **મુનિરાજશ્રીભ્રાતૃચંદ્રજી** વીરમગામમાં શ્રીસંઘનિમંત્રણથી સામૈયાપૂર્વક પ્રવેશ કરે છે. અને શ્રીસંઘની વિનંતિથી શ્રીભગવતીજી વાંચવાનું શરૂ કરે છે. આમ ગુરૂદેવની વાંચનાશક્તિ અને ધર્મસૂત્રોના અપાર મહિમાને જાણવા જૈન-જૈનેતરો મોટા પ્રમાણમાં લાભ લે છે અઠ્ઠાઇ મહોત્સવ, ભાવના, પ્રભાવના, તપ, વ્રત નિયમાદિ સારા પ્રમાણમાં થાય છે.

સં. ૧૯૪૧ માં પુનઃ **માંડળ** મુકામે પધારી ત્યાં શ્રીસંઘમાં વિક્ષેપ હતો તે શુદ્ધ ઉપદેશ દ્વારા દૂર કરી શ્રીસંઘમાં પૂજ્યશ્રી સંપ કરાવે છે. સં. ૧૯૪૨ નું ચોમાસું

**કચ્છ–કોડાય**, સં. ૧૯૪૩ નું ચોમાસું **ભુજ નગર**માં થાય છે આ સમયે આ વિભાગમાં ધર્મક્રિયા અને કરણી બાબત ભારે મુંઝવણ ફેલાય છે. જેને દૂર કરી પૂજ્ય ગુરૂદેવ શુદ્ધ ક્રિયાનુષ્ઠાન પ્રવરતાવે છે.

ચાતુર્માસના અંતે પૂજ્ય ગુરૂદેવ મરૂધર (મારવાડ) માં વિચરતા **પાલી** પધારે છે ત્યાંના **શ્રીકરણાવત ભગવાનજી** ગુરૂ આજ્ઞા લઈને શ્રી **કેશરીયાજી** તીર્થનો છહરી પાળતો સંઘ કાઢે છે. પૂજ્ય ગુરૂદેવ માર્ગમાં ઉપદેશ દ્વારા ધર્મનું સાચું સ્વરૂપ પમાડતાં શ્રી સંઘ સાથે કેશરીયાજીની યાત્રા કરી બાકીના આઠ માસ મારવાડ મેવાડ ભૂમિમાં પગલાં પાવન કરે છે અને ચાતુર્માસ **પાલી** ગામમાં ધામધૂમથી થાય છે. ત્યાંથી વિચરતાં સં. ૧૯૪૫ નું ચાતુર્માસ પૂજ્યશ્રી સામૈયાપૂર્વક **બીકાનેર**ના ઉપાશ્રયમાં કરે છે ત્યાં સદ્‌ઉપદેશના પરિણામે તપ, જપ, નિયમાદિ ધાર્મિક અનુષ્ઠાનોની પ્રભાવના સારા પ્રમાણમાં થાય છે. એ સમયે પૂજ્ય ગુરૂદેવના ઉપદેશથી પ્રેરાઈ **મગીબાઇ** નામના શ્રાવિકા બ્હેન **જેસલમેર**નો સંઘ કાઢે છે. સંઘના રસ્તાના વસવાટ દરમ્યાન અન્ય ધર્મીઓને અનુમોદનીય એવી ધર્મ ક્રિયાઓ ચાલુ થયા કરે છે અને જેસલમેર પધારતાં ત્યાંના શ્રીસંઘમાં પડેલા મતભેદો પૂજ્યશ્રીના ઉપદેશના પરિણામે સમાઈ જાય છે અને સંઘમાં ઐક્યતાનો જયજયકાર થાય છે. ત્યાંનો જ્ઞાનભંડાર જુએ છે, આથી ત્યાંના મહારાજા પૂજ્યશ્રી પ્રત્યે બહુ સદ્‌ભાવ વૃત્તિવાળા બનવા સાથે તેઓશ્રીને વંદન કરી ધર્મઉપદેશને શિરસાવંદ્ય

કરે છે. આ પછી સં. ૧૯૪૬ નું અણહીલપુર **પાટણ** અને સં. ૧૯૪૭ નું ચાતુર્માસ **જામનગર**માં ભારે દબદબા ક્રિયા-વિધિ અને ધર્મની પ્રભાવનારૂપ થાય છે અને ત્યાંના કોઠારી **શ્રીસિદ્ધાચલજીનો સંઘ** કાઢી અનેક ભવી આત્માઓને ઉન્નતિના માર્ગે પૂ૦ ગુરૂદેવની વાણીના પ્રતાપે લઈ જાય છે.

શ્રી સિદ્ધાચલગિરિને ભેટીને પૂજ્યશ્રી **હળવદ** પધાર્યા ત્યાં માસ કલ્પ કરતાં ભારે ઓચ્છવ શરૂ થયો. એ દરમ્યાન અનેક-વિધ ધર્મકાર્યો થયાં. ત્યાંથી **ધ્રાંગધ્રા** ભારે દબદબાભર્યા સત્કાર વડે **શ્રીપાર્શ્વચંદ્રસૂરિગચ્છના ઉપાશ્રયે** પધાર્યા અને ભવ્ય મહોત્સવ વચ્ચે પરમોપકારી **ગચ્છનાયક સૂરિસમ્રાટ્ શ્રી પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી મહારાજાની ચરણપાદુકા ત્યાંના** ઉપાશ્રયમાં પ્રતિષ્ઠિત કરાવી. ત્યાંથી ધામધૂમપૂર્વક **બજાણામાં** પધાર્યા ત્યાં ગુરૂદેવની અગાધ જ્ઞાનશક્તિ અને તપોબળના ગુણગાનથી પ્રેરાઈ **દરબારશ્રીનશીબખાનજી** ગુરૂદેવને વંદન કરવા **પધાર્યા**. ગુરૂદેવે તેમને રાજ્યધર્મ સમજાવી જીવ હિંસા નહિં કરવા પ્રતિબોધ્યા અને તેની સુંદર અસર થઈ. ત્યાંથી **પાટડી** મુકામે પધારતાં **પાટડી દરબાર** શ્રી **સૂરજ-મલજી** તથા અજીમગંજ નિવાસી **બાબુ ગણપતસિંહજી**, અને **બાબુ બુદ્ધિસિંહજી** આદિ ગુરૂદેવને વંદનાર્થે પધાર્યા અને ગુરૂદેવની ભક્તિ સુશ્રુષા કરી. ત્યાંથી વિહાર કરી વિરમગામ પધાર્યા તે વખતે **વીરમગામમાં** પડેલા તડોને સાંધ્યા. અને સં. ૧૯૪૮ નું ચાતુર્માસ **માંડળમાં** થતાં શ્રીભગવતીજીનું વાંચન શ્રીસંઘની વિનંતિથી શરૂ કરવામાં આવ્યું, જે દરમ્યાન

અનેકવિધ મહોત્સવાદિ ધાર્મિક કાર્યો થયાં.

સં. ૧૯૪૯ ની સાલમાં પૂજ્ય ગુરૂદેવ **શ્રીભ્રાતૃચંદ્રજી** મહારાજ **રાજનગર** પધારતાં શ્રીસંઘે ભવ્ય સામૈયું કરી તેઓશ્રીને **શામળાની પોળ**ના ઉપાશ્રયે બીરાજમાન કરવામાં આવ્યા. તેઓશ્રીની સાથે તે સમયે પૂ૦ મુનિરાજ **શ્રી દીપચંદ્રજી** તથા **શ્રીગુણચંદ્રજી** મહારાજ હતા. અને ચાતુર્માસ દરમ્યાન અઠ્ઠાઇ મહોત્સવાદિ ધાર્મિક પ્રભાવનાના ઉત્તમ કાર્યો શ્રીસંઘના ઉત્સાહથી થયાં. અને પૂજ્ય ગુરૂદેવની અમૃતવાણીનો આસ્વાદ પુનઃ ઝીલવા માટે શ્રીસંઘે સં. ૧૯૫૦ ની સાલનું ચાતુર્માસ કરવા આગ્રહભરી વિનંતિ કરતાં લાભાનુલાભ જોઈ પૂજ્ય ગુરૂદેવે માગણીનો સ્વીકાર કર્યો. આ સમયે પૂજ્ય ગુરૂદેવ શ્રીયશોધરચરિત્રનું વાંચન કરતા હતા. ગુરૂદેવની વૈરાગ્યવાહિની દેશના, શુદ્ધ ચારિત્રપાલનશક્તિ અને અમૃતવાણીના આસ્વાદથી શ્રીસંઘમાં પૂજ્યશ્રી પ્રત્યે બહુમાન ઉપજ્યું અને પૂજ્યશ્રીના સદ્‌ઉપદેશથી ભાવી પ્રજામાં ધાર્મિક સંસ્કારો રેડાય એ માટે "**શ્રી જૈન સરસ્વતી સભા**" ની સ્થાપના થઇ. આ લ્હાવો તેઓશ્રીના અનન્ય ભક્ત શ્રી **હઠિસિંહભાઈ રાયચંદભાઈ**એ લીધો. તે સાથે એક વિશાળ પૌષધશાળા બંધાવી અનેકવિધ પુણ્ય ઉપાર્જન કર્યું. આ પ્રસંગે શ્રીસંઘનો ઉલ્લાસ દરિયાના પૂનમની ભરતીના મોજા સમાન ઉછળી રહ્યો હતો. અનેક ભવી આત્માઓ તપ, જપ, ક્રિયામાં જોડાયા અને ઘણાએ શ્રીચતુર્થવ્રતને અંગીકાર કર્યું અને ઘેરઘેર આનંદ મંગળ પ્રવર્તી રહ્યો.

પૂ. પા. ક્રિયાપાત્ર ગચ્છના વયોવૃદ્ધ મુનિરાજ

## શ્રી દીપચંદ્રજી મહારાજ.



જેઓ વર્ષોથી કચ્છ ભૂમિમાં વીચરી ધર્મોપદેશની અખંડ ધારા વહાવી રહ્યા છે, અને અનેક જીવોને ધર્મમાર્ગમાં સ્થીર કરી રહેલા છે.

ચાતુર્માસની પૂર્ણાહુતિના અંતે પૂજ્યશ્રી **મહીજ, ખેડા, માતર, પેટલાદ** થઇ **ખંભાત**માં સં. ૧૯૫૧ ના ચાતુર્માસ ની વિનંતિ માટે પધારતાં શ્રીસંઘે ભારે ઠાઠપૂર્વક સામૈયું કર્યું. શ્રીસંઘે ગુરૂદેવની શુદ્ધ પ્રકારે વૈયાવચ્ચ કરી જ્ઞાનામૃત ઝીલી મંદશક્તિઓને સતેજ કરી અને ત્યાંપણ **શેઠ ફુલચંદ માણેકચંદની** વિનંતિથી શ્રી ભગવતીજી સૂત્રનું વાંચન થતાં જૈન જૈનેતરોએ બ્હોળા પ્રમાણમાં ગુરૂવાણીનો લાભ લીધો. ચોમાસા પછી વિચરતાં પૂજ્યશ્રી **માંડળ** મુકામે પધાર્યા. ત્યાં ચંદનશ્રીની દીક્ષા ભારે ધામધૂમથી થઇ. સ્વામી-વાત્સલ્ય, પૂજા, પ્રભાવનાદિ અનેક ધાર્મિક કાર્યો થયાં.

ત્યાંથી પૂજ્યશ્રી વિહાર કરતાં **ઝીંઝુવાડા** થઈ **શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથની** યાત્રા કરી **છનીઆર** ગામે પધાર્યા. ત્યાં તેઓશ્રીના વરદ હસ્તે શ્રીજિનપ્રતિષ્ઠાનો મહોત્સવ શરૂ થયો. અને ભારે દબદબાભરી ક્રિયા વચ્ચે મોટી માનવમેદની સમક્ષ પૂજ્ય ગુરૂદેવની અધ્યક્ષતામાં પ્રતિષ્ઠા કરવામાં આવી અને તે પછી સં. ૧૯૫૨ નું ચાતુર્માસ શ્રી **રાજનગરમાં** થયું. આ સમયે પણ શ્રી રાજનગરના **શ્રી-નાગપુરીયતપાગચ્છના** ભાઇઓએ પૂજ્ય ગુરૂવાણીનો લાભ ઉત્તમ પ્રકારે ઉઠાવીને તપ, જપ, ક્રિયાદિ ધાર્મિકતા વૃદ્ધિંગત થાય એવા કાર્યો કર્યાં.

પૂજ્યશ્રી ત્યાંથી વિહાર કરી **વીરમગામ, માંડલ, પાટડી, બજાણા, ધ્રમંઠ, ગાડા, ધ્રાંગધ્રા** અને **ટીકર** થઈ કચ્છ પ્રદેશ તરફ પુનઃ પધાર્યા. અને સં. ૧૯૫૩ નું

ચાતુર્માસ કચ્છ **મોટી ખાખરમાં** થયું. શ્રીભગવતીજી સૂત્રનું વાંચન શ્રીસંઘની વિનંતિથી થતાં અનેક ભવ્યાત્માઓએ ગુરૂદેવના ઉપદેશનો લાભ લીધો. અને **શેઠ દેવરાજના** સુપુત્ર **શ્રીરવજીભાઇએ** ગુરૂવાણીથી પ્રેરાઇ એક લાખ કોરી ખર્ચી ભારે લ્હાવો લીધો અને **શ્રીઆત્મચંદ્રાભ્યુદય પાઠશાળાની** સ્થાપના કરી. તે સાથે અન્ય ભાઇ બ્હેનોએ પણ **પૌષધશાળા** બંધાવી દ્રવ્યનો સદ્ઉપયોગ કર્યો. આ સમયે **ધ્રાંગધ્રા તાબે દુદાપરના શા. ઠાકરસી મુળજીભાઇ** પૂજ્ય ગુરૂદેવ પાસે આવી પહોંચ્યા. ગુરૂદેવને શિષ્ટતાપૂર્વક વંદન કર્યું અને પોતાનો આત્મા શ્રીભાગવતીપ્રવ્રજ્યા ગ્રહણ કરવા તત્પર થયો છે એવી ઇચ્છા પ્રદર્શિત કરી. ગુરૂદેવે તેમને અભ્યાસમાં જોડ્યા બાદ સં. **૧૯૫૪ ના માગશર સુદી ૧૦ ને ગુરૂવારના રોજ દીક્ષા** આપવાનું નક્કી કરવામાં આવ્યું ને શ્રી સંઘને એ વાતની જાણ કરાઈ. દીક્ષા મહોત્સવની **આમંત્રણ પત્રિકાઓ** ઠેરઠેર મોકલાવાઈ અને સ્થળે સ્થળેથી શ્રીસંઘના અગ્રેસરો અને બીજા ભાઇઓ આવી પહોંચ્યા હતા. આમ દીક્ષાના નિર્માણ થયેલા દિને શ્રીચતુર્વિધસંઘની મોટી મેદની સમક્ષ પૂજ્યશ્રીના વરદ હસ્તે **ભાઈ ઠાકરસી** જેમની ઉંમર ૩૦ વર્ષની હતી. તેમને દીક્ષા આપવામાં આવી અને નવદીક્ષિતનું નામ **મુનિરાજ શ્રીપુનમચંદ્રજી** રાખવામાં આવ્યું આ પ્રસંગે દીક્ષાનો ભવ્ય વરઘોડો, સ્વામીવાત્સલ્યો, પૂજા પ્રભાવનાદિ અનેક **ધર્મ**કરણીને ઉત્તેજીત કરનારાં કાર્યો થયાં.

આમ નૂતન શિષ્યાદિ સાથે વિચરતાં પૂજ્યશ્રી કચ્છ-અબડાસામાં પધાર્યા ત્યાં સંઘોમાં ઐકયતા કરાવી શાંતિશ્રીજી

તથા આણંદશ્રીજીને દીક્ષા આપી સં. ૧૯૫૪ નું ચાતુર્માસ સુથરી-માં થયું. ને ભગવતીસૂત્ર વંચાયુ. ચોમાસું ઉતરતાં પૂજ્યશ્રી **સુદરા** ગામે આવ્યા. ત્યાંના ખરતરગચ્છના શ્રીસંઘે ખરતર-ગચ્છના દેરાસરજીમાં **મૂળનાયકજી શ્રીમુનિસુવ્રત સ્વામીજી** હતા, તેથી કોઇ વ્હેમના કારણે ખસેડી ત્યાં શ્રી મહાવીર-સ્વામી ને મૂળનાયક સ્થાપ્યા હતા અને શ્રીમુનિસુવ્રતસ્વામીને પડખે બેસાડ્યા હતા. તે ત્યાંથી ચલાયમાન થઇ જતા હતા તે માટે બહુ પ્રયત્ન કરવા છતાં સ્થિર થતા ન હતા તેની પ્રતિષ્ઠા ગુરૂરાજે કરાવી ત્યારથી સ્થિર થયા અને પૂજ્ય ગુરૂ-દેવની શક્તિના ગુણગ્રામ ચોમેર એ પ્રદેશમાં પ્રસરી રહ્યા.

ત્યાંથી વિહાર કરી શ્રી ભદ્રેસર તીર્થની યાત્રા કરી **અંજાર** મુકામે પધાર્યા. અત્રે શ્રીસંઘે ગુરૂદેવની ભક્તિ બહુજ ભાર-પૂર્વક કરી અને શ્રીસંઘની વિનંતીથી સં. ૧૯૫૫નું ચાતુર્માસ ત્યાંજ કરવામાં આવ્યું. કચ્છ દેશલપુરના ભાગ્યશાળી શ્રી હધુભાઈની શ્રીભાગવતી પ્રવ્રજ્યા માટેની જિજ્ઞાસા થઇ. શ્રી-સંઘનિમંત્રણ પત્રિકાઓ લખવામાં આવી. અને શ્રીઅષ્ટાન્હિકા મહોત્સવ શરૂ થયો. સં. ૧૯૫૫ના ફાગણ વદ ૧૦ બુધવારે શ્રી સંઘની હાજરીમાં દીક્ષા અર્પણ કરવામાં આવી અને હધુભાઇનું નામ **મુનિજગતચંદ્રજી** રાખવામાં આવ્યું. ચાતુ-ર્માસ પૂર્ણ થયા બાદ **ભુજ** નગર થઇ **માંડવી** બંદર પધાર્યા. ત્યાંથી ધર્મોપદેશ આપી અનેક મુમુક્ષુઓને પ્રતિબોધતાં **માળીઆ, ખાખરેચી,** હળવદ થઇ **ધ્રાંગધ્રા** પધાર્યા. ત્યાં ગચ્છનાયક **શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરજી** મહારાજના ચરણ-

પાદુકા સ્થાપી ભારે ઉત્સવ ઉજવાયો અને ધ્રાંગધ્રાના આંગણે લીલાલ્હેર થઇ ગયા. ત્યાંથી સં. ૧૯૫૬નું ચાતુર્માસ **વીરમગામ**માં થયું. ત્યાંથી સં. ૧૯૫૭નું ચાતુર્માસ **રાજનગર**માં શ્રી સંઘની ઉપરાઉપરી થતી વિનંતીના પરિણામે કરવામાં આવ્યું. શ્રી 'ઉવવાઇ સૂત્ર'ના વાંચનથી શ્રીસંઘમાં ધર્મપ્રત્યે રૂચિ વધવા લાગી, તપ, જપ ઓચ્છવ સારા પ્રમાણમાં રાજનગરના શ્રીસંઘે કર્યા. આમ રાજનગર બાદ સં. ૧૯૫૮નું ચાતુર્માસ ખંભાતમાં થયું.

પૂજ્યશ્રીના ઉપદેશથી પ્રેરાઇ બાલ્યસંસ્કાર જેના ઉચ્ચ છે અને જેનું ચિત્ત વૈરાગ્યમાં ચોંટેલું છે એવા શામજી ધારશીએ સં. ૧૯૫૮ના મહા સુદ ૧૩ પૂજ્યશ્રી પાસે શ્રી ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી તેમનુ નામ **મુનિ સાગરચંદ્રજી** રાખવામાં આવ્યું. આ સમયે સ્વામીવાત્સલ્ય, અઠ્ઠાઇ મહોત્સવ આદિ ધાર્મિક કાર્યો સારા પ્રમાણમાં થયા હતા. પૂજ્ય ગુરૂદેવે શ્રી શત્રુંજય ગિરિરાજના મહાત્મ્ય વિષે સુંદર વ્યાખ્યાનો વાંચી જનતામાં ધર્મના બીજ ઉંડા ઉતાર્યા હતા. અને તે ચાતુર્માસ બાદ પૂજ્યશ્રી શ્રીસિદ્ધાચળજીની યાત્રાર્થે ઉગ્ર વિહાર કરતાં પધાર્યા. આ સંઘ **શેઠ દીપચંદભાઇ**એ કાઢી અનેક ભવ્યાત્માઓને પૂજ્ય ગુરૂદેવની વાણીનો લાભ અને શ્રી સિદ્ધાચળજીની યાત્રાનો લ્હાવો લેવડાવ્યો. પૂજ્યશ્રીએ શ્રીસિદ્ધાચલજીમાં માસકલ્પ કર્યો. ત્યાંથી વિહાર કરતાં માર્ગમાં અનેક જીવોને પ્રતિબોધતાં પૂજ્યશ્રી **લીંબડી** અને **ચુડા** મુકામે પધાર્યા. **લીંબડીના રાજા યશવંત-**

પ૦ પૂ૦ બાળબ્રહ્મચારી પ્રાતઃસ્મરણીય સ્વપર
શાસ્ત્રપારગામી સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮
શ્રી 'ભ્રાતૃચંદ્ર'સૂરીશ્વર પાદુકા.



ખંભાત બારપીપળા ધર્મશાળા પાસે
સ્થાપિત પાદુકા દેરી.

**સિંહજી બહાદુર** તેમજ **ચુડાના ઠાકોર સાહેબને** પ્રતિબોધીને પૂજ્યશ્રી **વઢવાણ** પધાર્યા ને સં. ૧૯૫૯ની સાલનું ચાતુર્માસ **શ્રી**સંઘની વિનંતિ**ને** માન આપી પૂજ્ય**શ્રી**એ ત્યાં ચોમાસું કર્યું. ગામેગામથી શ્રીસંઘના અગ્રેસરો પૂજ્યશ્રીને વંદના–સુખસાતાપૂછવા અર્થે ત્યાં પધાર્યા. ચાતુર્માસ પછી તેઓશ્રી પોતાના શિષ્યપરિવાર સાથે **વઢવાણ કેમ્પ**માં પધારતાં ભારે સામૈયું કરવામાં આવ્યું. ઠેરઠેર ગહુંલીઓ થઇ અને પૂજ્યશ્રીને મોતીડે વધાવવામાં આવ્યા. ત્યાંથી વિહાર કરી રાજપર, અંકેવાળીઆ, પેઢડા; ખેરવા, બજાણા, પાટડી અને માંડલ થઇ પૂજ્યશ્રી વીરમગામ પધાર્યા. ત્યાં સં. ૧૯૬૦ના ફાગણ વદ ૫ મે **રાજશ્રીજીને** ભારે ધામધૂમ અને ઉત્સવ વચ્ચે પૂજ્યશ્રીએ દીક્ષા આપી અને તે સાલનું ચાતુર્માસ લાભાનુલાભ જોઈ ત્યાંજ કરવામાં આવ્યું. આ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીના સદ્ઉપદેશથી **શ્રીઅજિતનાથજી**ના દેરાસરનો જિર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો.

આ સમયે ત્યાં પ્લેગનો ભયંકર રોગ ફાટી નીકળ્યો. પૂજ્યશ્રીને શ્રીસંઘે વિનંતિ કરી કે અપવાદના કારણે આપશ્રી આ હવામાંથી અન્ય સ્થળે પધારો. એટલે પૂજ્યશ્રી ગોલવાડી દરવાજાની બહાર નવલખાના બંગલે શેઠ સૌભાગ્યચંદ નથુભાઈ વિગેરેની વિનંતિથી ત્યાં પધાર્યા. તેઓશ્રીની સુશ્રુષામાં રોકાયેલા શ્રીસંઘના ભાઇઓને જરાપણ આંચ આવી ન હતી.

આમ વીરમગામનું ચાતુર્માસ પૂર્ણ થતાં પૂજ્યશ્રી માંડલ મુકામે પધાર્યા, ત્યાં ઓચ્છવ–મહોચ્છવપૂર્વક સં. ૧૯૬૧ પોષ

વદ ૬ **કમળશ્રીજી**ની દીક્ષા થઈ ત્યાંથી ભવી જનોને પ્રતિબોધતાં **સીતાપુર, બેચરગામ, દેથળી, રાંતેજ, ભોયણી, સુરજ, નંદાસણ, છત્રાલ** થઈ પૂજ્યશ્રી કલોલ મુકામે પધાર્યા. ત્યાં ગુરૂવાણી સાંભળવા આવનાર કેટલાયે સ્થાનકવાસીભાઈઓ બુઝયા અને પ્રભુના સાચા માર્ગમાં જોડાયા. પૂજ્યશ્રી વિહાર કરતાં **સઇજ, ટીંટોડા** થઇ **પેથાપુર** પધાર્યા. ત્યાં **પ્રાંતિકકોન્ફરન્સ**ની બેઠક મળી હતી અને શ્રી આણંદસાગરજી, શ્રી બુદ્ધિસાગરજી આદિ મુનિરાજો પધાર્યા હતા. ત્યાંથી વિહાર કરી ડભોડા, મુવાડા, દેહગામ, નાના વડોદરા, નરોડા થઈ અમદાવાદ પધાર્યા. અને રાજનગરના શ્રીસંઘની વિનંતિના પરિણામે સં. ૧૯૬૧ ની સાલનું ચાતુર્માસ પણ **રાજનગર**માં થયું. ને **શા. સાંકળચંદ વિઠ્ઠલભાઈ**ની વિનંતિથી **ભગવતી સૂત્ર** વંચાયું. રાજનગર વાસીઓ પ્રત્યે કોણ જાણે પૂજયશ્રીનું અંતઃકરણ પણ ખેંચાતું હતું. એનું કારણ શ્રીસંઘના વૈયાવચ્ચ, ભક્તિભાવ અને અન્ય ધર્મકાર્યોનુંજ કહી શકાય. આ ચાતુર્માસ દરમ્યાન કચ્છ, મુંબઇ, ખંભાત, ધ્રાંગધ્રા આદિ સ્થળોએથી પૂજયશ્રીને વંદના અર્થે અનેક ગૃહસ્થો ત્યાં પધાર્યા.

જેમ બીજનો સૂર્ય દિનપ્રતિદિન વૃદ્ધિને પામે છે, જળ સીંચન થતાં કમળ ખીલે છે તેમ શ્રીસંઘનો ભાવ પ્રકાશવંત થતો હોઇ આ ચાતુર્માસ યાદગાર એવા તપ, જપ, મહોત્સવાદિ ધાર્મિક પ્રભાવનાના અનુકરણીય અને અનુમોદનીય કાર્યો થયાં.

તે ચાતુર્માસ પૂર્ણ થયેથી પૂજ્યશ્રી ખંભાત મુકામે પધાર્યા. ત્યાં સં. ૧૯૯૨ ના માગશર સુદ ૧૧ ગુરૂવારે દેવશ્રીજી અને દયાશ્રીજીને દીક્ષા આપવામાં આવી. અને સં. ૧૯૯૨ નું ચાતુર્માસ પણ ધામધૂમપૂર્વક ત્યાંજ કરવામાં આવ્યું. ત્યાંથી અમદાવાદ પધારતાં વીરમગામના શ્રીસંઘે **શ્રીઅજિત-નાથજી**ના દેરાસરનો જિર્ણોદ્ધાર સંપૂર્ણ થયાની હકીકતથી પૂજ્યશ્રીને વાકેફ કર્યા અને પ્રતિષ્ઠા ઉપર પૂજ્યશ્રીને વીરમગામ પધારવા સાગ્રહ વિનંતિ કરી. **વીરમગામ** પ્રતિષ્ઠા પર જઇ તે કાર્ય ધામધૂમપૂર્વક સંપૂર્ણ કરાવી પૂજ્યશ્રી પુનઃ **રાજ-નગર**માં આવી પહોંચ્યા. આ સમયે મુંબઇથી ચાતુર્માસની વિનંતિ અર્થે કેટલાક સદ્‌ગૃહસ્થો પૂજ્યશ્રીને વિનંતિ કરવા પધાર્યા હતા.

પરંતુ કુદરતે જ્યાં મારવાડની ભૂમિ નિર્માણ કરી હોય ત્યાં મુંબાઇનું કેમજ બને? મારવાડમાં પધારીને પંચતીર્થિ જાત્રા કરી પૂજ્યશ્રી શિવગંજ પધાર્યા. આ સમયે શ્રી પુલચંદજી કાલંદ્રિવાળાએ શ્રીકેશરીયાજીનો સંઘ કાઢવાનો હોઇ પૂજ્ય ગુરૂદેવને સાથે પધારવા નિમંત્રણ કર્યું. આમંત્રણનો સ્વીકાર કરી ગુરૂરાજે પોતાના પાટવી શિષ્ય **મુનિરાજ શ્રીપુનમ-ચંદ્રજી**ને કાલંદ્રી જવાની આજ્ઞા કરી એટલે પોતે અને શ્રી **કૃપાચંદ્રજી** બે ઠાણા કાલંદ્રી પધાર્યા. ત્યાંથી સંઘ સાથે શિવગંજ ગુરૂરાજ પાસે આવ્યા. પછી ત્યાંથી પૂજ્યશ્રી કેશરી-યાજીના સંઘમાં પધાર્યા. ઠેરઠેર ગુરૂદેવની વાણીની પ્રસંશા સાંભળી ભવી જીવો વૈરાગ્યવાહિની વાણીના ધોધમાં પાવન થવા લાગ્યા.

સં. ૧૯૬૪ નું ચાતુર્માસ મેવાડના પાટનગર શ્રી **ઉદેપુર**માં થયું. ત્યાંથી ગોડવાડની પંચતીર્થી કરી, **પાલી** થઇ પૂજ્યશ્રી **જોધપુર** પધાર્યા અને સં. ૧૯૬૫ નું ચાતુર્માસ શ્રીસંઘની વિનંતિથી ત્યાંજ કર્યું. અહીંથી ફલોધી જાત્રા કરી. પૂજ્યશ્રી બિકાનેર પધાર્યા ત્યાં કચ્છ મેરાઉના વેલજીભાઇને ભારે ધામધુમ–ક્રિયાદિ મહોત્સવ વચ્ચે દીક્ષા આપવામાં આવી અને નુતન દીક્ષિતનું નામ **મુનિ પ્રસાદચંદ્રજી** રાખવામાં આવ્યું. તેવીજ રીતે **પ્રધાનશ્રીજી** અને **પ્રભાશ્રીજી**એ પૂજ્યશ્રીના વરદ હસ્તે દીક્ષા ગ્રહણ કરતાં ચંદનશ્રીજીના શિષ્યા તરીકે બન્નેને જાહેર કરવામાં આવ્યા. આમ આ દીક્ષા મહોત્સવથી બીકાનેર અને આસપાસમાં ધર્મનો વિજય ધ્વજ ફરકતો રહ્યો તેમજ ત્યાગમાર્ગની પ્રાધાન્યતા સાબિત થઈ અને એ એકજ એવો માર્ગ છે કે જેના વડે આત્માની મુક્તિ સાધી શકાય છે એ શ્રી જિનવાણીનો પ્રભાવ મહિમાવંત બન્યો.

આમ આ ઉત્સવથી પ્રફુલ્લિત બનેલ બિકાનેરના શ્રી સંઘની પૂજ્યશ્રીની વાણીનો લાભ વધુ લેવાના હેતુથી કરવામાં આવેલ વિનંતિને માન આપી સં. ૧૯૬૬ નું ચાતુર્માસ ત્યાંજ નક્કી થયું. આમ મધ્યમ તેમજ લક્ષ્મીપતિઓ પણ પૂજ્યશ્રીના ચરણકમળમાં પોતાની સેવા ધરીને અનુપમ લ્હાવો લેવા લાગ્યા.

આ ચાતુર્માસ દરમ્યાન ધર્મની અનેકવિધ પ્રભાવના થઈ હતી. ત્યાંથી શિવગંજ પધારતાં પૂજ્યશ્રી સાથે ઘણા

શહેરોના શ્રીસંઘોના ગૃહસ્થો પધાર્યા હતા. અત્રે પૂજ્યશ્રીને ભારે ધામધુમપૂર્વક સં. ૧૯૬૭ વૈશાખ સુદ ૧૩ આચાર્યપદ આપવામાં આવ્યું. ત્યાંથી વિહાર કરી **આબુતીર્થ**ની યાત્રા કરી **પાલનપુર** પધાર્યા. ત્યાંના શ્રીસંઘની ચોમાસા માટે સાગ્રહ વિનંતિ હોવાથી પોતાના પાટવી શિષ્ય શાંતમૂર્તિ **મુનિરાજ શ્રીપુનમચંદ્રજી** તથા **મુનિરાજ શ્રીકૃપાચંદ્રજી** ઠાણા બેને ત્યાં ચાતુર્માસ કરવાની આજ્ઞા આપી પૂજ્યશ્રી **અમદાવાદ** પધાર્યા ત્યાં પુન્યશ્રીને દીક્ષા આપી સં. ૧૯૬૭ નું ચોમાસું કર્યું. ચોમાસું પૂર્ણ થતાં અનુક્રમે **માંડલ** પધાર્યા. ત્યાં સં. ૧૯૬૮ નું ચોમાસું કર્યું. ચોમાસું ઉતરતાં **યુગપ્રધાનશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વર**જીમહારાજાના ચરણપાદુકાની ઉપાશ્રયમાં પ્રતિષ્ઠા કરાવી અનુક્રમે શ્રી શંખેશ્વર યાત્રાર્થે પધાર્યા. ત્યાં પૂજ્યશ્રીએ પોતાના પાટવી શિષ્ય **મુનિરાજ શ્રીપુનમચંદ્રજી ઠાણા બેને અમદાવાદ** જવાની આજ્ઞા આપી અને પોતે **પાટડી, બજાણા** થઇ **ધ્રાંગધ્રા** પધાર્યા. ત્યાં સં. ૧૯૬૯ નું ચોમાસું કર્યું. તે ચોમાસામાં ભા. સુ. ૧૦ કચ્છ–કોડાયમાં શાંતસુધાકર ૫૦ પૂ૦ **શ્રીકુશલચંદ્રજી ગણિવર**નો સ્વર્ગવાસ થવાથી ચોમાસુ ઉતરતાં માગશર સુદ ૬ મુનિ જયશિખરજી તથા પ્રીતિશ્રીને દીક્ષા આપી. પૂજ્યશ્રીની કચ્છમાં જવાની ઈચ્છા થઇ તેથી ત્યાંથી વિહાર કરી **હલવદ** પધાર્યા. પણ ત્યાં અકસ્માત્ આંખનું કારણ બનવાથી પાછા ધ્રાંગધ્રે પધાર્યા અને સમાચાર મળતાં અમદાવાદથી વિહાર કરી પાટવી શિષ્ય **મુનિરાજ શ્રીપુનમચંદ્રજી** ઠાણા ત્રણ ધ્રાંગધ્રે પધાર્યા. ત્યાંથી અમદાવાદના શ્રીસંઘે અમદાવાદમાં પધરામણી

કરાવી, ઉપાશ્રયમાં મુનિ કેશરીચંદજીને દીક્ષા આપી. સં. ૧૯૭૦, ૧૯૭૧ ના ચાતુર્માસો અમદાવાદના આંગણે થયા.

આમ દેશવિદેશમાં ઉગ્ર વિહાર કરી વિચરતાં પૂજ્યશ્રીએ અનેક મુમુક્ષુઓને પ્રતિબોધી ધર્મની પ્રભાવના કરી છે. તેઓશ્રીના સમયમાં પણ અન્ય ગચ્છમાં સંવત્સરી પ્રતિક્રમણ અંગે ભારે મતભેદો ઉભા થયા હતા. પરંતુ **શ્રી શાસ્ત્રોક્ત પરંપરાને અનુસરીને પૂજ્યશ્રીએ પણ પુનમનું ચૌમાસી પ્રતિક્રમણ અને પાંચમનું શ્રી સંવત્સરી પ્રતિક્રમણ કરાવી સન્માર્ગમાં દોર્યા હતા.**

રાજનગરના ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીની તબીયત લથડી હતી. પરંતુ મહાત્માઓ કદી આ નશ્વર દેહની પરવાહ કરતા નથી પણ મળેલ સમય દરમ્યાન ઉત્કૃષ્ટ આરાધના કરવા તત્પર રહે છે. અમદાવાદના શ્રીસંઘના ગૃહસ્થોને પણ પૂજ્યશ્રીની તબીયત અંગે ચિંતા થવા લાગી. વૈદિક અને ડાકટરી એવા સઘળાયે ઉપચારો દ્રવ્યની પરવાહ કર્યા વિના લેવા શરૂ કર્યા. શ્રીસંઘના અગ્રેસરો ને ભાઈઓ પૂજ્યશ્રીની પથારી પાસેજ રાતદિવસ રહેવા લાગ્યા. આ વખતે પોતાના પાટવી શિષ્ય શાંતમૂર્તિ **મુનિરાજ શ્રીપુનમચંદ્રજીગણી** આદિ કચ્છમાં વિચરતા હતા. તેથી ગુરૂરાજની હાજરીમાં ન હતા પણ તપસ્વી **મુનિરાજ શ્રીજગતચંદ્રજી** તથા વિદ્વાનવક્તા **મુનિરાજશ્રી સાગરચંદ્રજી** આદિ ગુરૂદેવની સુશ્રુષા કરવામાં હાજર હતા. અને જરાપણ કમીના રાખતા ન હતા. છતાં કુદરતે જ્યાં કાળ નિર્માણ કર્યો હોય ત્યાં માનવીનું શું ચાલી શકે?

પૂ૦ પા૦ બાલબ્રહ્મચારી શાસ્ત્રપારંગત ભારત-
ભૂષણ આ. મ. શ્રી ભ્રાતૃચંદ્રસૂરિશ્વરજીના શિષ્ય



મુનીરાજ શ્રી પ્રસાદચંદ્રજી મહારાજ.

રાજનગરના શ્રીસંઘની ભક્તિ જોઇ ઠેરઠેરથી પૂજ્યશ્રીની તબીયતના સમાચાર પૂછવા આવતાં ગૃહસ્થોના મુખમાંથી પ્રસંશાના શબ્દો બોલાવા લાગ્યા. ધન્ય છે રાજનગરના શ્રી સંઘને કે જેણે આવા બાળબ્રહ્મચારી મહાત્માની સેવાની તક ઝડપી મળેલી પળને ધન્ય કરી. આખરે સૌના ખેદ અને હર્ષ વચ્ચે પૂજ્ય **આચાર્ય શ્રીભ્રાતૃચંદ્રસૂરિશ્વરજી** મહારાજ સાહેબનો આત્મા દેહથી મૂક્ત થઇ ગયો. એ દિવસ હતો સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ ને બુધવારની રાત્રીનો.

ગુરૂવિરહથી તેઓશ્રીના શિષ્યરત્નો અને શ્રીસંઘને ભારે આઘાત લાગ્યો. જીવનસાફલ્યના માર્ગદ્રષ્ટા, જનહિતકારી વચનોથી અનેક જીવો પર સન્માર્ગ દર્શનનો ઉપકાર કરનાર આવા મહાપુરૂષના વિરહથી કોને દુઃખ ન થાય? સૌની આંખો અશ્રુભીની બની. બીજે દિવસે પૂજ્યશ્રીને ભવ્ય પાલખીમાં પધરાવી શ્રીસંઘના ભાઇઓ અને માંડલ-વીરમગામ-ખંભાત વિ૦ સ્થળોએથી પધારેલા ગૃહસ્થોની મોટી મેદનીવાળી સ્મશાનયાત્રા નીકળી જે રાજનગરના રાજમાર્ગો પર થઇ દુધેશ્વર સ્મશાનભૂમિમાં પધાર્યા અને ગુરૂના દેહને અગ્નિસંસ્કાર કરી પુનઃ સૌ વિખરાયા. પૂજ્યશ્રીના કાળધર્મને મહોત્સવરૂપ ઉજવી ઠેરઠેર અઠ્ઠાઇ મહોત્સવો કર્યા અને સ્મારક તરીકે કેટલાક સ્થળે **ચરણપાદુકા** સ્થાપન કરવામાં આવી.



# આચાર્યશ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીના જીવનચરિત્રનો

# ટુંક સારાંશ.

**જન્મસ્થાન** :–વડગામ–મઢાર પાસે ( નાની મારવાડ )

**જન્મ** :–સં. ૧૯૨૦ ના પોષ વદ ૧૦

**પિતાનું નામ** :–દાનમલજી.

**માતાનું નામ** :–વિજયા ( વિજુ )બાઈ.

**જ્ઞાતિ** :–ઔદિચ્ય બ્રાહ્મણ.

**દીક્ષા** :–સં. ૧૯૩૫ ના ફાગણ સુદ ૨ (ઉ. વ. ૧૬) વિરમગામ

**ગુરૂનું નામ** :–યતિવર્ય શ્રી મગનચંદ્રજી—મુક્તિચંદ્રજી ગણી.

**અભ્યાસ** :–શરૂઆતમાં ષડાવશ્યક–પ્રકરણાદિ, સારસ્વત વ્યાકરણ, રઘુવંશાદિ કાવ્ય, કોષ, સાહિત્ય, ન્યાય, છંદ, જ્યોતિષ, સંબંધી વિવિધ શાસ્ત્રો.

**ક્રિયોદ્ધાર** :–( સંવેગી માર્ગનો સ્વીકાર ) સં. ૧૯૩૭ના વૈશાખ સુદ ૧૧ માંડલમાં શાંતમૂર્તિ મુનિરાજશ્રીકુશલચંદ્રજી ગણીની નિશ્રાએ ક્રિયા ઉદ્ધાર કર્યો.

**વિહાર** :–ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ વગેરે દેશોમાં ઉગ્ર વિહાર કરી અનેક ભવ્ય જીવોને ધર્મમાં જોડ્યા.

**આચાર્યપદ** :–સં. ૧૯૬૭ ના વૈશાખ સુદ ૧૩ બુધવાર, સ્થળ શિવગંજ ( નાની મારવાડ ). અઠ્ઠાઇ મહોત્સવ પૂર્વક ચતુર્વિધસંઘની હાજરીમાં, જન્મથી ૪૮ વર્ષની

ઉંમરે અને દીક્ષાથી ૩૩ મા વર્ષે આચાર્યપદ આપવામાં આવ્યું.

**ચમત્કારી કૃતિઓ** :–(૧) કચ્છ—મુદ્રામાં લગભગ પચીસ વર્ષથી માજી મૂળનાયકશ્રીમુનિસુવ્રતસ્વામીને પબાસણ પરથી કોઇ વ્હેમના કારણસર ખસેડી ત્યાં શ્રી મહાવીર સ્વામીને મૂળનાયક સ્થાપ્યા હતા. આથી માજી મૂળનાયકજીના શાસનદેવ તરફથી એવો ચમત્કાર જાહેર થયો કે 'જે મુનિસુવ્રતસ્વામીને પડખે બેસાડેલા તે દર રાતે ચલાયમાન થઇ નવા મૂળનાયકજીના અગાડી આવી બિરાજતા હતા ને તે માટે અનેક પ્રયત્ન કર્યા છતાં તે જગ્યાએ સ્થિર રહેતાજ ન હતા' એ વાત ગુરૂરાજે સાંભળી ને એક દિવસ મુકરર કર્યો, તે દિવસે ગુરૂરાજ, એક શ્રાવક અને એક સલાટ ત્રણે જણ દેરાસરમાં જઇ વિધિપૂર્વક શ્રીમુનિસુવ્રતસ્વામીની ગુરૂરાજે પ્રતિષ્ઠા કરાવી તે આજ સુધી તેજ આસનપર સ્થિર છે. (૨) વિરમગામમાં શ્રી અજિતનાથજી ભગવાન્‌ની પ્રતિષ્ઠા કરાવવા સારૂ ગુરૂરાજ અમદાવાદથી પધાર્યા. તે અરસામાં પાણીની તાણ ઘણી હોવાથી ત્યાંના શ્રીસંઘે કહ્યું કે 'પૂ. ગુરૂદેવ ! જો આ મુહૂર્ત આઘું લેવાય તો સારૂ કારણ હાલમાં પાણીની ઘણી તંગીને લીધે જે સાધર્મીભાઇઓ આવશે તેમની ભક્તિ અમારાથી પૂરેપૂરી થઈ શકશે નહિ', તેના જવાબમાં ગુરૂરાજે ફરમાવ્યું કે 'સર્વે સારાવાના થશે' તે પછી શ્રીસંઘે કામ શરૂ કર્યું. આમંત્રણપત્રિ-

કાઓ મોકલવામાં આવી, પ્રતિષ્ઠા કરવાના અગાઉ લગભગ ત્રણેક ગાઉ ફરતો ભારે વરસાદ પડ્યો તેથી જૈનસમાજમાં આનંદ ફેલાયો. સં. ૧૯૬૩ જેઠ સુ. ૧૧ શ્રીઅજિતનાથજીની પ્રતિષ્ઠા અને નોકારસી વગેરે કાર્યો ભારે ઉલ્લાસપૂર્વક થયાં. ધન્ય છે એવા તપોબળશાળી ધર્મધ્વજધારી મહાત્માને !

**વિશિષ્ટ ધર્મપ્રભાવનાનાં કાર્યો** :–અનેક ભવ્યજીવોનો ઉદ્ધાર કરી દેશ વિરતિ, સર્વવિરતિ બનાવી અને ગચ્છનાયક-ગુરૂદેવની તથા શ્રી જિનરાજની પ્રતિષ્ઠાઓ કરાવી જૈન-શાસનનો વિજયધ્વજ ફરકાવ્યો.

**શિષ્યપ્રશિષ્ય સમુદાય** :—

૧ મુનિશ્રીપુનમચંદ્રજી
૨ ,, જગતચંદ્રજી
૩ ,, સાગરચંદ્રજી
૪ ,, કૃપાચંદ્રજી
૫ ,, પ્રસાદચંદ્રજી
૬ ,, જયશિખરજી
૭ ,, કેશરીચંદ્રજી
૮ મુનિશ્રીબાલચંદ્રજી
૯ ,, રાયચંદ્રજી
૧૦ ,, વૃદ્ધિચંદ્રજી
૧૧ ,, અમીચંદ્રજી
૧૨ ,. વિદ્યાચંદ્રજી
૧૩ ,, લાભચંદ્રજી

**ચાતુર્માસો** :—

સં. ૧૯૩૫ તથા ૧૯૩૬ માંડલ કે વિરમગામ યતિપણામાં.
,, ૩૭ માંડલ
,, ૩૮ જામનગર
,, ૩૯ કોડાય (કચ્છ)
,, ૪૦ વિરમગામ
સં. ૧૯૪૧ માંડલ
,, ૪૨ કોડાય (કચ્છ)
,, ૪૩ ભુજ ( ,, )
,, ૪૪ પાલી (મારવાડ)

સં ૧૯૪૫ બીકાનેર ( ,, )
,, ૪૬ પાટણ (ગુજરાત)
,, ૪૭ જામનગર
,, ૪૮ વિરમગામ
,, ૪૯—૫૦ અમદાવાદ
,, ૫૧ ખંભાત
,, ૫૨ અમદાવાદ
સં. ૧૯૫૩ મોટીખાખર
( કચ્છ )
,, ૫૪ સુથરી ( ,, )
,, ૫૫ અંજાર ( ,, )
,, ૫૬ વિરમગામ
,, ૫૭ અમદાવાદ
સં. ૧૯૫૮ ખંભાત
,, ૫૯ વઢવાણશહેર
,, ૬૦ વિરમગામ
,, ૬૧ અમદાવાદ
,, ૬૨ ખંભાત
,, ૬૩ અમદાવાદ
,, ૬૪ ઉદયપુર (મેવાડ)
,, ૬૫ જોધપુર (મારવાડ)
,, ૬૬ બીકાનેર
,, ૬૭ અમદાવાદ
,, ૬૮ માંડલ
,, ૬૯ ધ્રાંગધ્રા
,, ૭૦—૭૧ અમદાવાદ

**વિદ્વત્તાનો પ્રભાવઃ**—પૂજ્યશ્રીએ ધર્મોપદેશથી જામનગરના મહારાજા જામસાહેબ શ્રી વિભાજી બહાદુર, ધ્રાંગધ્રાના મહારાજા શ્રીમાનસિંહજી, તેમના ભાયાત શ્રીપ્રતાપસિંહજી, તથા શ્રીજાલમસિંહજી, બજાણાના દરબાર સાહેબ શ્રીનસીબખાનજી, પાટડીના દરબાર શ્રીસૂરજમલસિંહજી, લિંબડીના મહારાજા શ્રીયશવંતસિંહજી બહાદુર, કચ્છભુજનું રાજમંડળ તથા જેશલમેરના મહારાજા.

જોધપુરના કવિરાજ મહામહોપાધ્યાયશ્રી મુરારિદાનજી; ન્યાયવિશારદ શાસ્ત્રી નારાયણદત્તજી, વ્યાકરણાચાર્ય વિદ્યાભૂષણ પંડિતશ્રી ભગવતીલાલજી, આશુકવિ

શાસ્ત્રી નિત્યાનંદજી, શાસ્ત્રી હરિકૃષ્ણજી, સાહિત્યપંડિત શ્રી ઉમાશંકરજી, શાસ્ત્રી મણિશંકરજી, રાજવૈદ્ય પંડિત હેમરાજભાઇ, આદિત્યરામજી વગેરેને જૈનધર્મ પ્રત્યે સારી લાગણીવાળા કર્યા હતા.

**જીર્ણોદ્ધારઃ**–જીર્ણોદ્ધારના ઉપદેશથી બીકાનેરમાં ભાંડાસરજીનું મોટું દેરાસર, ખંભાતમાં નવપલ્લવજી, ચિંતામણિજી, આદિનાથજી એ ત્રણ દેરાસર અને વીરમગામમાં શ્રી અજિતનાથજીનું દેરાસર. ઇત્યાદિ દેરાસરના જીર્ણોદ્ધાર થયા.

**તીર્થયાત્રાઃ**–પૂજ્યશ્રીના તીર્થયાત્રા કરવા સંબંધી ઉપદેશથી (૧) શ્રી શત્રુંજય, (૨) શ્રી ગિરનાર, (૩) શ્રી શંખેશ્વર, (૪) શ્રી ભોયણી, (૫) શ્રી આબુ, (૬) શ્રી વરકાણા, (૭) શ્રી રાણકપુર, (૮) શ્રી કેશરીયાજી, (૯) શ્રી જેસલમેર, (૧૦) શ્રી કાવી ગંધાર વગેરે તીર્થોના સંઘ છ'રી' પાળતા નીકળ્યા હતા.

**જીવદયાઃ**–જીવદયાના ઉપદેશથી વિરમગામ, માંડલ વગેરે સ્થળોમાં પાંજરાપોળોમાં સારા સુધારા વધારા થયા.

**ધાર્મિક કેળવણીઃ**–ધાર્મિક કેળવણીના સદુપદેશથી અમદાવાદમાં શ્રીજૈન હઠીસિંગ સરસ્વતી સભા, ધ્રાંગધ્રામાં શ્રી કુશલચંદ્રગણી જૈનપાઠશાળા, કચ્છ–મોટીખાખરમાં શ્રી ભ્રાતૃચંદ્રાભ્યુદય પાઠશાળા તથા કન્યાશાળા વળી કેટલાક સ્થળે પૌષધશાળા અને ધર્મશાળા વગેરે થઇ.

## ભારતભૂષણ શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજના
## લઘુબંધુ યતિવર્ય શ્રી કલ્યાણચંદ્રજી.



જન્મ સં. ૧૯૨૩. વડગામ (નાની મારવાડ)

યતિદીક્ષા સં. ૧૯૩૯ જેઠ સુદ ૬ માંડલ.

સ્વર્ગવાસ સં. ૧૯૭૪ ભા. વ. ૧૪ વિરમગામ.

તેઓ કવિ ને કળાકુશળ હતા, તથા સત્પવ્યસન નિષેધક સુબોધસંગ્રહના કર્તા છે.

**જ્ઞાનભંડારઃ**—પાટણ, ખંભાત, બીકાનેર, જેસલમેર, વગેરેના પ્રાચીન જ્ઞાનભંડારોને જોઇ સારી રીતે અનુભવ મેળવી પ્રવીણ થયા હતા. તેમજ અમદાવાદ, ખંભાત વગેરે સ્થળે જ્ઞાનભંડારો કર્યા—કરાવ્યા.

**કાળધર્મ**;—ઇત્યાદિ અનેક ઉપકારો કરી, છત્રીસ વર્ષ સુધી દીક્ષા પાળી, છ વર્ષ સુધી આચાર્યપદ દીપાવી સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ ની રાતે અમદાવાદ શામળાનીપોળમાં પોતાનું પર વર્ષ, ૩ માસ અને ૨૮ દિવસનું સર્વ આયુ પૂર્ણ કરી સમાધિ પૂર્વક કાળધર્મ પામી સ્વર્ગવાસી થયા.

## આચાર્યશ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી

- શ્રીપુનમચંદ્રજીગણી
  - શ્રી કૃપાચંદ્રજી
  - શ્રી બાલચંદ્રજી
- શ્રીજગતચંદ્રગણી
  - શ્રી અમીચંદ્રજી
  - શ્રી લાભચંદ્રજી
- શ્રીસાગરચંદ્રસૂરિ
  - શ્રી રાયચંદ્રજી
  - શ્રી વૃદ્ધિચંદ્રજી
  - શ્રી વિદ્યાચંદ્રજી
- શ્રીપ્રસાદચંદ્રજી
- શ્રીજયશિખરજી
- શ્રીકેશરીચંદ્રજી



# શાંતમૂર્તિ શ્રીપુનમચંદ્રજી ગણિવરનું
# ટુંક જીવન ચરિત્ર

ભારતભૂષણ પ્રાતઃસ્મરણીય **આચાર્ય શ્રીભ્રાતૃચંદ્ર-સૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક પૂ૦ મુનિરાજ શ્રી પુનમચંદ્રજી ગણિવર થયા.**

**ધ્રાંગધ્રા** રાજ્યના તાબાના **દુદાપુર** નામના ગામડામાં **દશાશ્રીમાળી વણિક શેઠ કરશન નાથા** રહેતા હતા. તેમને ચાર પુત્રો હતા-**માનસંગ, જેઠાભાઈ, મુળજીભાઇ** અને ચોથા **કમળશીભાઈ**. તેમાં મૂળજીભાઇને ત્રણ પુત્રો હતા જેમના નામો **ત્રિભોવનદાસ, ઠાકરસી** અને **શીવલાલ** હતા. પૂર્વના ધાર્મિકસંસ્કારોના સિંચનના પરિણામે આ કુટુંબ સુખપૂર્વક ગ્રામ્યજીવન વીતાવતું હતું. આપણા **નિર્ગ્રંથ ગુરૂરાજ સ્વ૦ શ્રી પુનમચંદ્રજી ગણિવર મહારાજ**નો જન્મ વિ. સં. ૧૯૨૪ ના પોષ વદ ૫ ના રોજ શુભ ગ્રહયોગમાં થયો. અને તેમનું નામ **ઠાકરસી** રાખવામાં આવ્યું. ગ્રામ્યજીવનની જરૂરીયાત મુજબ ગામડી નિશાળે ભાઈ **ઠાકરસીએ** બે ત્રણ ગુજરાતી પુસ્તકો જેટલો અભ્યાસ કર્યો. અને તુરતજ વેપારમાં જોડાયા. વેપારના કામકાજ અંગે તેઓ ધ્રાંગધ્રા અવારનવાર જતા આવતા હતા.

આમ વેપાર કરતાં કરતાં એક દિવસ દુકાનમાંની પેટીમાંથી ઘીનો દીવો હંમેશ મુજબ કરવા માટે દીવાસળીની પેટી લેતાં તેમને સર્પદંશ થયો. પોતાના ગામ નજીક ઘોઘાના

स्व. प. पू. योगप्रेमी निजानंदी गुणनिधि शांतमूर्ति-
मुनिराज श्री १००८ श्री पुनमचंद्रजी गणी महाराज ।



नमस्तुभ्यं मुनीन्द्राय भ्रातृचन्द्रांघ्रिसेविने ।
गुणगण्यगुणाधारा-मायात्मब्रह्मचारिणे ॥१॥

દશાશ્રીમાળી વાણીયા. પિતાશ્રી મળજીભાઈ, માતુશ્રી સુંદરબાઇ
જન્મ વિ સં. ૧૯૨૪ના પોષ વદ ૫, ગામ દુદાપુર (ધ્રાંગધ્રાસ્ટેટ)
દીક્ષા વિ. સં. ૧૯૫૮ના માગશર સુદ ૧૦ ગામ મોટીખાખર (કચ્છ)
સ્વર્ગવાસ વિ સં ૧૯૮૦ ના આસો વદ ૨ મંગળ, શામળાની
પોળ—અમદાવાદ.

સ્થાનકે લઈ જવામાં આવ્યા. જ્યાં ઉપચાર–મંત્રવિધિ વડે ઝેર ઉતારવામાં આવ્યું અને **ઠાકરસીભાઇને** પુનર્જન્મ મળ્યો.

**પૂર્વના સંસ્કારોથી વિભૂષિત થયેલા આત્માઓ ગમે તેવા ખુણે જન્મવા છતાં પણ જીવનમાં ઝળકયા વિના રહેતાજ નથી. તેઓ હંમેશાં બીજાને અનુકરણીયરીતે પોતાનો વ્યાપાર ન્યાય–નીતિથી ચલાવનારા હોવા સાથે નાના–મોટા જીવો પ્રત્યે અનુકંપા ધારણ કરનારા હોય છે.** ઠાકર**સીભાઇને** આમાં લેખાવી શકાય. એક સમયે **ધ્રાંગધ્રા** રાજ્યના માણસો **દુદાપરની** નદીએ મૃગનો શિકાર કરવા આવેલ ત્યારે **ઠાકરસીભાઈએ** તેમને હિંસા કરવા દીધી નહિં. અને એ જીવદયાના પ્રતાપે પોતે પણ બચી ગયા.

એક સમયે તંદ્રાવસ્થામાં **ઠાકરસીભાઇને** એવું સ્વપ્નું આવ્યું કે '**બે સુંદર કન્યાઓ આવી છે તે એક જમણો હાથ અને બીજી ડાબો હાથ ઝાલી ખેંચવા લાગી.** આ જોઈ **ઠાકરસીભાઈ** જાગી ગયા. તેમણે ખૂબ વિચાર્યું અને જીવનનો પલટો ત્યાંથી થાય છે. ત્યારથીજ વૈરાગ્ય પર તેમની રૂચિ થઈ અને અસાર સંસારના માયાવી બંધનથી દૂર રહેવા નિર્ણય કર્યો. **આર્યદેશના સર્વ સામાન્ય સંસ્કારોમાં પણ એ પરિબળ છે કે જે આજની કારમી અશાન્તિ તેમજ ક્ષુદ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલા :ખોને ટાળે. જીવનમાં શાંતિ ઇચ્છનારાઓએ ધર્મનું**

શરણું સ્વીકારવુંજ રહ્યું. જે આત્માઓ ધર્મને શરણે ગયેલા હોય છે તેઓ કદાપિ ઇર્ષાબુદ્ધિ સેવતા નથી પરંતુ જ્યાં સત્ય અને ન્યાયનું પલ્લું હોય છે ત્યાં તે બેસે છે. ભાગ્યશાળી ઠાકરસીભાઇ પોતાની બુદ્ધિ અનુસાર વિચારે છે કે આ સંસારમાં પદાર્થમાત્રમાં ભય રહેલો છે પરંતુ નિર્ભય બનવાનું સાચું સાધન તો માત્ર શ્રીજિનેશ્વરદેવોએ વારસામાં આપેલ સર્વવિરતિજ છે.

ઠાકરસીભાઈના માતપિતા સ્વર્ગવાસી થયા અને સંસારની અસારતા જણાતાં વૈરાગ્યભાવનાનું બીજ વૃદ્ધિ પામતું ચાલ્યું. ધ્રાંગધ્રાના શા. મૂળચંદ લાલજીના બે સુપુત્રો શા. દેવશીભાઈ અને બીજા ગુલાબચંદભાઇએ અનુક્રમે સં. ૧૯૩૦ અને સં. ૧૯૩૮ માં શ્રીભાગવતીપ્રવ્રજ્યા અંગીકાર કરેલી અને તેઓ પાલીતાણા મુકામે ગુણવિજયજી અને દેવવિજયજીના નામથી વિચરતા હતા.

કુલદીપક ઠાકરસીભાઇનું હૃદય વૈરાગ્યભાવનાથી ઓતપ્રોત બનેલું હોઇ તેઓ ખબર મેળવી ઉક્ત મુનિરાજો પાસે ઘેર કહ્યા વગર પાલીતાણા ગયા તે વખતે તેમની ઉંમર માત્ર ૨૦ વર્ષનીજ હતી. સંસારને દુઃખમયમાનનારો દુઃખરૂપ ફલને આપનાર માનનારો અને દુઃખની પરંપરાથી ભરપૂર માનવાવાળો ભવ્યાત્મા સંસારમાં હોય અને કોઇ કારણોસર વિરતિ ન આચરી શકે તોપણ એના હૃદયનું દુઃખ પારાવાર હોય છે.

## પૂ. પા. શાંતમૂર્તિ મુનિરાજ શ્રી પુનમચંદ્રજી ગણિવરની પાદુકા.





સ્વર્ગવાસ સં. ૧૯૮૦ના આસો વદ ૨ ને મંગળવાર

શામળાની પોળ—**અમદાવાદ.**

**જે વસ્તુને આત્મા હાનિકર માને તે છોડાય નહિં અને હિતકરવસ્તુ ગ્રહણ ન થાય ત્યાંસુધી સાચા સુખની પ્રાપ્તિ અશકય છે** આ વસ્તુને **ઠાકરસીભાઈ** યથાર્થ રીતે સમજતા હતા.

તેમના **પાલીતાણા** જવાના સમાચાર ઘેર મળતાં તેમના ભાઈઓ શોધ કરતાં પાલીતાણા ગયા અને **ઠાકરસીભાઈને** ઘેર લઈ આવ્યા. પરંતુ થોડાક દીવસના સહવાસમાં પણ **તેઓ પોતાના આત્મહિતાર્થે રોજ રાત્રે ચોવીહાર, સવારે નોકારશી કે પોરશી પચ્ચખાણ, દર વર્ષે કાર્તિકી પુનમે શ્રીસિદ્ધાચલજીની યાત્રા, નહિંતો ઘીનો ત્યાગ, બ્રહ્મચર્ય પાલન અને અવસરે દીક્ષા લઈશ વગેરે નિયમો ધારતા ને અમલમાં મુકવા લાગ્યા.**

ગામગાળા નિવાસી **સ્વ૦ પારેખ લલ્લુભાઈ રામજી** સાથે **ઠાકરસીભાઈને** ગાઢ મિત્રતા હતી. શ્રી પારેખ ધર્મના રાગી અને શ્રદ્ધાવાન્ હતા. **ઠાકરસીભાઈએ** લલ્લુભાઈને પોતાનો વિચાર જણાવ્યો કે કોઈ યોગ્ય સારા ગુરૂ મળે તો પોતાનો વિચાર દીક્ષા લેવાનો છે.

જ્યારે સં. ૧૯૫૩ ની સાલમાં **પૂ૦ પા૦ મુનિરાજ શ્રીભ્રાતૃચંદ્રજી મહારાજ** ધ્રાંગધ્રા જતાં ગાળા મુકામે પધાર્યા ત્યારે ધર્મમિત્ર લલ્લુભાઈએ **ઠાકરસીભાઈને** ગાળા તેડાવી ગુરૂ સમાગમ-પરિચય કરાવ્યો. **ઠાકરસીભાઈનું** મન

ઠયું અને પોતાનો વિચાર પૂ૦ ગુરૂદેવ સમક્ષ રજુ કર્યો. તુરતજ એ વિચારને અનુમોદન આપતાં પૂજ્યશ્રીએ જણાવ્યું **કે સારા કાર્યોમાં સો વિઘ્નો આવી પડે છે તો તેને શીઘ્ર પતાવવું એ યોગ્ય અને ધર્મમાં રક્ત બનેલા આત્માઓની ફરજ છે,** જે આત્માને પુણ્યયોગે સદ્ગુરૂનો ભેટો થાય તે તેની સેવાથી વંચિત કેમ રહે? **ઠાકરસીભાઈ** પૂજ્ય ગુરૂદેવ સાથે **ધ્રાંગધ્રા** અને ત્યાંથી હળવદ ગયા. તેમના ભાઇઓને લાગ્યું કે **ઠાકરસી** જરૂર દીક્ષા લઈ લેશે એટલે તેઓ **હળવદ** જઈ પુનઃ **ઠાકરસી**ને ઘેર લઈ ગયા. ગુરૂ મહારાજે કહ્યું કે '**તમારા ભાગ્યમાં દીક્ષા યોગ હોવાથી પરિપકવ કાળે તમને તે રત્ન પ્રાપ્ત થશે. માટે હાલ ઘેર જાઓ અને હું કચ્છમાં જાઉં છું ત્યાં અવસરે આવજો.**'

બહુજખિન્ન હૃદયે અને નિરાશાથી તેઓ પોતાના બંધુઓ સાથે ઘેર તો ગયા પરંતુ તેમનું મન તો પૂજ્ય ગુરૂદેવ તરફ હતું. **ઠાકરસીભાઈ**ને ઘેર આવ્યા પછી કોઇ કામમાં ચેન પડતું નહિં. અને એ વાત સાચી છે કે **જ્યાંસુધી હિતકારી માર્ગનો સ્વીકાર ન થાય ત્યાંસુધી સમ્યગ્દ્રષ્ટિ આત્માઓ જંપીને બેસી શકતા નથી.**

સં. ૧૯૫૩ નું પૂજ્ય ગુરૂદેવનું ચાતુર્માસ કચ્છ **મોટી ખાખરમાં** થયું, **ઠાકરસીભાઇ**નું દિલ ઉપડયું અને કચ્છ જવા રવાના થયા. દુદાપરથી ધ્રાંગધ્રા ત્યાંથી વઢવાણ જઇ ગાડીમાં બેસી જામનગર, તુણાબંદર અને અંજાર પહોંચ્યા.

પૂ. પા. ગુરૂદેવ શ્રી પુનમચંદ્રજી ગણિવરના
શિષ્યરત્ન શ્રી કૃપાચંદ્રજી મહારાજ.



જન્મ : સં. ૧૯૨૭ જન્મસ્થાન—બાડા ( કચ્છ )

દીક્ષા સં. ૧૯૬૨ માગશર સુદ ૧૧ ( કોડાય કચ્છ )

જેઓ ચારિત્રશીલ, ભદ્રિક અને આત્માર્થી છે.

ત્યાંથી ઉંટ ઉપર બેસી દેશલપુર ગયા ત્યાં રાત રોકાઇ ત્યાંના **શેઠ દેવસીં કુરપાળ** સાથે બીજે દિવસે ત્યાંથી એક ગાઉ દૂર **મોટી ખાખર** પધાર્યા. **ઠાકરસીભાઇ** પૂજ્ય ગુરૂદેવની નિશ્રામાં અભ્યાસ કરવા લાગ્યા. એ વખતે પૂજ્ય ગુરૂદેવ શ્રી **ભગવતીજીસૂત્ર**નું વાંચન કરતા હતા. **ઠાકરસીભાઈ** કે જેમની ઉંમર અત્યારે ૩૦ વર્ષની હતી તેઓ વિદ્યાધ્યયન કરવામાં મગ્ન રહેતા. આમ યોગ્યતાએ પહોંચતાં સં. ૧૯૫૪ ના માગશર સુદ ૧૦ ને ગુરૂવારના રોજ ભારે ધામધૂમ અને મહોત્સવપૂર્વક શ્રી ચતુર્વિધ સંઘની હાજરીમાં ઠેરઠેર નિમંત્રણપત્રિકાને માન આપી પધારેલા શ્રીસંઘના સમુદાય વચ્ચે શુભ મુહૂર્તે **ઠાકરસીભાઇ**ને શ્રીભાગવતીપ્રવ્રજ્યા પ્રદાન કરી તેમનું નામ **શ્રીપુનમચંદ્રજી** રાખવામાં આવ્યું.

**જેમ સંસારી જીવો મનવાંચ્છિત ફળ મળતાં આનંદને પામે છે, મેઘના આગમનથી જેમ મયૂર મસ્ત બને છે તેમ ભાગ્યશાળી આત્માઓ જીવન સાર્થકતાની પળનો સદ્ઉપયોગ થયે પોતાને ધન્ય માની હર્ષિત બને છે.**

દીક્ષા બાદ **બાલબ્રહ્મચારી મુનિરાજ શ્રીપુનમચંદ્રજી** મહારાજ દરરોજ એકાસણું કરતા અને બપોરના નિયમિત બે કલાક સુધી સૂર્યના તાપને ઝીલતાં **ઓંકાર** મંત્રનો જાપ કરતા હતા. પૂજ્ય ગુરૂદેવ સાથે રહેવાથી આ સરળસ્વભાવી મુનિરાજમાં પણ ગુરૂદેવના ગુણો ઓતપ્રોત થવા લાગ્યા. અને

થોડા સમયમાં તીવ્ર બુદ્ધિબળ વડે **સાધુના આવશ્યક ક્રિયાના સૂત્રો, દશવૈકાલિક, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુસંઘયણી, મોટી સંઘયણી, ક્ષેત્રસમાસ, કર્મગ્રંથ, વૈરાગ્યશતક, સિંદૂરપ્રકર, સાધુવંદના, છંદો, ગૌતમસ્વામી રાસ** આદિ પુસ્તકો કંઠાગ્ર કરી તેનું અધ્યયન કરતા. **મીઠા જળાથી જેમ વેલડીઓ વૃદ્ધિ પામે છે તેમ સુગુરૂના સહકારથી મુનિરાજ શ્રીપુનમચંદ્રજીની આત્મશક્તિઓ વિકસે છે.**

તેઓશ્રી ગુરૂદેવની સાથે કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, મેવાડ, મારવાડ આદિ તીર્થસ્થળોએ વિચરતાં મહા પૂણ્ય-ઉપાર્જન કરવા લાગ્યા. **તેઓશ્રી દયાળુ ને મીલનસાર સ્વભાવવાળા હોવાથી લોકોમાં વિદ્વાનોમાં અને સર્વ-જનોમાં માનવંત સ્થાન ભોગવતા.**

**પૂ૦ મુ૦ શ્રી કુશલચંદ્રજી ગણી** કે જેમનો મુનિરાજ પર ખૂબ ઉપકાર હતો તે તેઓશ્રી કેમ ભૂલી શકે? સં. ૧૯૬૯ના ભાદરવા સુદ ૧૦ મે પૂ૦ **શ્રીકુશલચંદ્રજી ગણી** અને સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ મે **આચાર્યશ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વર** રૂપી બે સૂર્ય અને ચંદ્રના અસ્તથી કમળ અને કુમુદની જેમ સ્વર્ગવાસના સમાચાર સાંભળી મુનિરાજ **શ્રીપુનમચંદ્રજીની** થઇ. પરંતુ એથી બીજો ઉપાય નહોતો. **સુશિષ્યો હંમેશાં ગુરૂદેવની સાન્નિધ્યમાં રહેવા માટે તેમના જીવનમાંથી ઉત્તમ બોધપાઠ લઇ તેને પોતાના જીવનમાં ઉતારે છે.**

# પૂ૦ પા૦ મુનિરાજ શ્રી પુનમચંદ્રજી ગણિવરના વ્યાખ્યાન કુશળ શિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી બાલચંદ્રજી મહારાજ સાહેબ.



જન્મ સં. ૧૯૫૩ જેઠ વદ ૧૩. જન્મસ્થાન મહેતુપુર [સિદ્ધપુર] દીક્ષા સં. ૧૯૭૦ માગશર સુદ ૬ ને બુધવાર [અમદાવાદ] જેઓની વૈરાગ્યવાહિની દેશનાના પરિણામે અનેક સ્થળે ભવી આત્માઓ બુઝયા છે. અનેકો ધર્મમાર્ગમાં સ્થીર થતા જાય છે. તેઓશ્રી વ્યાખ્યાન કુશળ હોવા ઉપરાંત કાવ્યો રચવાની શક્તિ ધરાવે છે.

આવા ગુરૂ અને શિષ્યનો સંયોગ આ કાળે મળવો અતિ દુર્લભ છે.

પ૦ પૂ૦ ભારતભૂષણ **શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીના** સ્વર્ગવાસ બાદ **સંઘાડાના નાયક મુનિરાજ શ્રીપુનમચંદ્રજી ગણી** મહારાજ થયા અને સર્વે સાધુ-સાધ્વીઓ તેઓશ્રીની આજ્ઞામાં હતા. **ગુરૂદેવ એક ગ્રામ્ય જીવનમાં ઉછરેલા સામાન્ય વ્યક્તિ છતાં ગુણાનુરાગ અને શ્રી જિનેશ્વર દેવો પ્રરૂપિત ધર્મના આલંબનને વળગી રહેતાં કેવા ઉચ્ચ અને પૂજ્ય સ્થાને પહોંચ્યા તે ઉપરથી આપણે જીવનમાં ધડો લેવો જોઇએ.**

ચાતુર્માસોની યાદી જોતાં માલુમ પડી આવે છે કે પૂજ્ય ગુરૂદેવે ૧૦ ચોમાસા-અમદાવાદ, પ ચોમાસા-ખંભાત અને ૭ ચોમાસા કચ્છમાં કર્યાં છે. કુલ ૨૭ ચાતુર્માસો થયાં છે. તે જુઓ પેજ ૧૩૩ માં છે.

તેઓશ્રી ૨૯ વર્ષ, ૧૦ માસ ને ૨૦ દિવસ ગૃહસ્થાવસ્થા, ૨૭ વર્ષ, ૧૦ માસ ને ૭ દિવસ દીક્ષા પર્યાય. કુલ આયુષ્ય ૫૬ વર્ષ, ૮ માસ ને ૨૭ દિવસ પુરૂં કરી સં. ૧૯૮૦ ના આસો વદ ૨ ને મંગળવારે દિવસના પોતાના ગુરૂદેવની જે કાળભૂમિ તે અમદાવાદમાં શ્રી શામળાની પોળના ઉપાશ્રયમાં સમાધિપૂર્વક આ દેહથી આત્મા છોડી પરલોક સિધાવ્યો. અમદાવાદના શ્રીસંઘે ગુરૂદેવની ભક્તિ-સુશ્રુષા એટલી સુંદર રીતિયે કરી કે ઠેરઠેરથી તેમના પર પ્રશંસાના પુષ્પો વેરાવા લાગ્યા.

આસો વદ ૩ ને બુધવારે સવારે ગુરૂદેવને જરીયાનની પાલખીમાં બિરાજમાન કરતાં શ્રાવક-શ્રાવિકાનો મોટો સમુદાય અગ્નિ સંસ્કાર માટે દુધેશ્વરની ભૂમિ તરફ **'જયજય નંદા જયજય ભદ્દા'**ના બુલંદ અવાજે ગજવતા લઇ ગયા. અમદાવાદના શ્રીસંઘે આ કારણે અઠ્ઠાઇ મહોત્સવ કર્યો અને ભારે ધામધૂમથી ગુરૂદેવની સ્મૃતિ હૃદયમાં કાયમ કરી.

પૂજ્યશ્રી પોતાની પાછળ બે શિષ્યો મુકતા ગયા છે જેમાં એકનું નામ **શ્રી કૃપાચંદ્રજી** છે તથા બીજા **શ્રી બાલચંદ્રજી** છે કે જેઓએ ગચ્છમાં વિદ્વત્તા અને વકતૃત્વશક્તિ માટે માનનીય સ્થાન પ્રાપ્ત કર્યું છે.



## બાલબ્રહ્મચારી શ્રીપુનમચંદ્રજી ગણિવરના

# જીવનનો ટુંક સારાંશ.

**જન્મસ્થાન** :–દુદાપુર ( ધ્રાંગધ્રા સ્ટેટ )

**જન્મ** :–સં. ૧૯૨૪ના પોષ વદ ૫

**પિતાનું નામ** :–શા. મૂળજીભાઈ કરસન નાથા

**માતાનું નામ** :–સુંદરબાઈ

**જ્ઞાતિ** :–દશા શ્રીમાળી વણિક

**દીક્ષા** :–સં. ૧૯૫૪ માગ. સુ. ૧૦ ગુરૂવાર મોટીખાખર (કચ્છ)

**ગુરૂનું નામ** :–આચાર્યશ્રી ભ્રાતૃચંદ્રસૂરિજી મહારાજ

**અભ્યાસ** :–ષડાવશ્યક–સાધુક્રિયાના સૂત્રો, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુસંઘયણી, મોટીસંઘયણી ક્ષેત્રસમાસ, કર્મગ્રંથ વિગેરે પ્રકરણો, દશવૈકાલિકસૂત્ર, કર્મછત્રીસી, આનંદઘનચોવીશી, પ્રસ્તાવિક શ્લોકો–દુહાઓ, સિંદૂરપ્રકરાદિ સુભાષિતકાવ્યો, બાસઠમાર્ગણાદ્વારયંત્ર, આરાધના, ભાવત્રિભંગીયંત્ર, વૈરાગ્યશતક, ગૌતમસ્વામીરાસ, સાધુવંદના, છંદો, સ્તવનો, સ્તુતિઓ, સજ્ઝાયો વિગેરે વિવિધ શાસ્ત્રો.

**ધર્મશાસ્ત્રવાંચન**:-ઉપાસક દશાંગ, ઉત્તરાધ્યયન, જ્ઞાતાધર્મકથા, ભગવતીજીનું બીજક, ભગવતીજીનો આલાવો, વિપાકસૂત્ર, આચારાંગસૂત્ર, અણુત્તરોવવાઈ, નંદીસૂત્ર, તંદુલવેયાલિયપ-, યન્નો ,ચઉસરણ પયન્નો, વંગચૂલિયા, બારસાસૂત્ર વગેરે આગમો. ચાણુકયરાજનીતિ, સંબોધસિત્તરી, દાનકલ્પદ્રુમ (ધન્યચરિત્ર), મહીપાલનૃપચરિત્ર, યશોધરચરિત્ર, મુનિપતિ ચરિત્ર, કુર્માપુત્રચરિત્ર, સુસઢચરિત્ર, વિજયચંદકેવલિચરિત્ર, જંબૂસ્વામીચરિત્ર, સુદર્શનાચરિત્ર ( સમળીવિહાર ), શ્રીપાલચરિત્ર, ચિત્રસેન પદ્માવતીચરિત્ર, ષટ્પુરૂષચરિત્ર, વગેરે જીવન ચરિત્રો. એકવિંશતિસ્થાન, અભવ્યાદિકુલક, છ આરાના છૂટા બોલ, રત્નસંચય, સમ્યકત્વકૌમુદી, દાનશીલતપભાવસંવાદનાં ઢાળીયા, વૈરાગ્યપચીસી, રત્નાકરપચીસી, સંવિજ્ઞ સાધુસમાચારી કુલક, શાલિભદ્રના શ્લોકા, પરમાનંદ પચીસી, ઉપદેશમાળા, ક્ષેત્રવિચાર ( અઢીદ્વીપવિચાર ), પર્વકથાસંગ્રહ, ભવભાવના, ભાષ્યત્રય, કર્મગ્રંથયંત્ર, અઠ્ઠાઇવ્યાખ્યાન, પુરાણશાસ્ત્રોક્તસારસંગ્રહ, ક્ષુલ્લકભવ-

વિચાર, નવસ્મરણ, તત્ત્વજ્ઞાનતરંગિણી, તીર્થંકર વર્ષિદાન સ્તવન, રૂપચંદ્રજીકૃત દોહરાશતક, વિહરમાન એકવીશ ઠાણ, જિનપ્રતિમાસ્થાપનાદ્વિપંચાશિકા, નેમ રાજુલ દૂહા, શત્રુંજયરાસ, નારચંદ્ર જ્યોતિષ, ચાર ધ્યાનનો વિચાર, વર્ધમાનદેશના, ઉપદેશ રત્નકોષ, યોગવિધિ, ગૌતમપૃચ્છા ઇત્યાદિ સ્વમત–પરમતના સિદ્ધાંતો વગેરે વગેરે

**વિહાર** :–કચ્છ, કાઠિયાવાડ, ઝાલાવાડ, ભાલ, ગોહિલવાડ, વઢીયાર, ગુજરાત, મારવાડ, મેવાડ વગેરે પ્રદેશોમાં ઉગ્ર વિહાર કરી અનેક ભવ્યજીવોને ધર્મમાં લીન કર્યા. તેમજ ભવ્ય નરનારીઓનો ઉદ્ધાર કરી દીક્ષાઓ આપી જૈનશાસનનો વિજયધ્વજ ફરકાવ્યો.

**ચમત્કાર કૃતિઓ** :–ગામ ગાળા અને દુદાપુરની નદીમાં પાણી પીવા આવતા હરણોનો શિકાર કરવા માટે ધ્રાંગધ્રારાજ્ય તરફથી આવેલ માણસોને શિકાર નહિ કરવા દેવા સંબંધી અને આ ઉપરાંત બીજા પણ ઘણા ચમત્કારો ભવ્યાત્માઓના જોવામાં આવેલા. ધન્ય છે એવા તપોબળશાળી મુનિરાજને !

**સાહિત્યસેવા** :–પં૦ પૂ૦ શાંતમૂર્તિ શ્રીકુશલચંદ્રજી ગણિવરનો સ્વર્ગવાસ થતાં શ્રીકુશલચંદ્રજી ગણી વિરહ, પંચપ્રતિક્રમણસૂત્ર (ચોથી આવૃત્તિ), પોસહ વિધિ, પૂજાસંગ્રહ, સજ્ઝાયસંગ્રહ વગેરે બુકો પૂજ્યશ્રીના સદુપદેશથી પ્રસિદ્ધ થઇ છે અને દશવૈકાલિક સૂત્ર, જીવવિચારાદિ

પ્રકરણો વગેરે અનેક ગ્રંથોને લખાવરાવી ઉદ્ધાર કર્યો-કરાવ્યો. આમ જ્ઞાનાચારની પૂર્ણ આરાધના કરી.

**શિષ્યો :**–૧ પાટવીશિષ્ય મુનિરાજ શ્રીકૃપાચંદ્રજી
૨ લઘુશિષ્ય ,, શ્રીબાલચંદ્રજી

**તપસ્યા :**–પંચમહાવ્રતતપ, પંચપરમેષ્ઠિતપ, જ્ઞાન-દર્શન-ચારિત્રતપ, અષ્ટકર્મસૂદનતપ, દશવિધ યતિધર્મતપ, ચૌદપૂર્વતપ, જ્ઞાનપંચમીતપ, અષ્ટમહાસિદ્ધિતપ, વીસ સ્થાનકતપ વગેરે અનેક તપસ્યા કરી પૂજ્યશ્રીએ કર્મને જર્જરીભૂત કર્યાં હતાં.

**ચાતુર્માસો—**

સં. ૧૯૫૪ સુથરી (કચ્છ)
,, ૫૫ અંજાર ,,
,, ૫૬ વીરમગામ
,, ૫૭ અમદાવાદ
,, ૫૮ ખંભાત
,, ૫૯ કોડાય (કચ્છ)
,, ૬૦ નાનાભાડિયા ,,
,, ૬૧ બાડા ,,
,, ૬૨ અમદાવાદ
,, ૬૩ ખંભાત
,, ૬૪ ઉદયપુર (મેવાડ)
,, ૬૫ અમદાવાદ
,, ૬૬ ખંભાત
,, ૬૭ પાલનપુર
,, ૬૮ માંડલ
,, ૬૯ અમદાવાદ
,, ૭૦ ખંભાત
,, ૭૧ મોટીખાખર (કચ્છ)
,, ૭૨ નવાવાસ ,,
,, ૭૩ અમદાવાદ
,, ૭૪ ખંભાત
,, ૭૫ અમદાવાદ
,, ૭૬ બીકાનેર (મારવાડ)
,, ૭૭ અમદાવાદ
,, ૭૮ ,,
,, ૭૯ ,,
,, ૮૦ ,,

**કાળધર્મ**:–ઈત્યાદિ સ્વ–પર–ઉપકાર કરી ૨૬ વર્ષ, ૧૦ માસ ને ૭ દિવસ સુધી દીક્ષા પાળી, સં. ૧૯૮૦ ના આસો વદ ૨ ને મંગળવારે બપોરે બેવાગે અમદાવાદ-શામળાની પોળમાં પોતાનું ૫૬ વર્ષ, ૮ માસ ને ૨૭ દિવસનું સર્વઆયુઃ પૂર્ણ કરી સમાધિપૂર્વક કાળધર્મ પામી સ્વર્ગવાસી થયા.



( માલિનીછંદ )

भजत भजत भव्याः ! पूर्णचन्द्रान् मुनीन्द्रान्,
स्फुरदुरुसुविवेक—क्षान्तिसद्भावगण्यान् ।
नमत नमत शीघ्रं वन्द्यपादारविन्दान्,
स्मरत धरत चित्ते सद्गुणश्रेणिमालाम् ॥

जयतु जयतु भव्या–म्भोधिचन्द्रैकरूपः,
कुमुदततिविकासं निष्कलंकोऽन्हि तन्वन् ।
विमलनिजगुणौघै–र्ह्लादयन सच्चकोरान्,
ददतु ददतु निर्दो–षोऽमलं बोधिरत्नम् ॥



શ્રી પરમપૂજ્યોપકારી આચાર્યશ્રી ૧૦૦૮ શ્રીભ્રાતૃચંદ્ર-
સૂરીશ્વરજીના શિષ્ય તપસ્વી મુનિરાજ

**શ્રીજગતચંદ્રજી ગણિવર મહારાજ.**



જન્મ સં. ૧૯૩૫ દેશલપુર (તા. મુદ્રા-કચ્છ)
દીક્ષા સં. ૧૯૫૫ ફા. વદ ૧૦ અંજાર (કચ્છ)
સ્વર્ગવાસ સં. ૧૯૯૭ વૈ. સુદ ૪ ઉનાવા

# તપસ્વી મુનિરાજ શ્રી જગતચંદ્રજી ગણિવરનું

# ટુંક જીવન ચરિત્ર

કચ્છ દેશમાં મુંદરા તાબે **દેશલપુર** ગામે **રાયસીભાઈ** અને **નેણબાઇ** નામે ધર્મદંપતી પોતાની સ્થિતિ અનુસાર ધર્મપ્રવૃત્તિમાં મગ્ન રહેતા હતા. **શ્રીપાર્શ્વચંદ્રગચ્છના** વિદ્વાન મુનિરાજોના અવારનવાર થતા ચાતુર્માસો દરમ્યાન આ ધર્મદંપતી આત્માની આરાધના માટે શકય તેટલું કરવા ચુકતા નહિં. સં. ૧૯૩૫ની સાલમાં નેણબાઇએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. પુત્રના લક્ષણ પારણામાંથી તેમ આ બાલક ધીમેધીમે વયને પામતાં તેજસ્વી અને ક્રાંતિકારી જણાવા લાગ્યો. માતાએ એનું નામ **હધુભાઈ** પાડયું. હધુભાઈ પૂર્વના પુણ્યોદયે ધાર્મિક સંસ્કારથી રંગાવા લાગ્યા અને વ્યવહારિક કેળવણી સામાન્ય રીતે મેળવી વધુ ચિત્ત તો ધાર્મિક કેળવણી અને ગુરૂગમ પરત્વેજ હતું. દેશલપુરમાં પધારતાં પૂ૦ મુનિરાજોની સુશ્રુષા–વૈયાવચ્ચ કરતા હતા. આમ ગુરૂદેવોની સેવા કરતાં કરતાં ઉંમર થતાં એમનું મન વૈરાગ્ય તરફ ઢળતું ગયું. માતપિતાદિ સમક્ષ પોતાનો મનસુબો જાહેર કર્યો કે પોતે સંસારની અટવીમાં અટવાવા માગતા નથી પણ પરોપકારી શ્રીતીર્થંકર પરમાત્માએ જગતના કલ્યાણ માટે દર્શાવેલ ત્યાગમાર્ગે જવા માગે છે.

આ સમય દરમ્યાન પૂ૦ પા૦ સ્વ૦ આચાર્ય મહારાજ **શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી** મહારાજનો પરિચય થયો. ગુરૂ-

દેવની વૈરાગ્યવાહિનીદેશના અને ચારિત્રનો પ્રભાવ એમના પર પડયો. **સરળ આત્માઓ સાચા ગુરૂને જોઈ પોતાના આત્માનું યથાશક્તિ સાધન કરી લેવા ચુકતા નથી.** તેવીજ રીતે પોતાના વડિલોને આપ્તજનો સમક્ષ હધુભાઈએ પોતાનો મક્કમ નિર્ણય જાહેર કર્યો. અને સં. ૧૯૫૪ ના સુથરીના ચોમાસામાં ગુરૂદેવ પાસે રહી ધાર્મિક અભ્યાસ કરતા ચોમાસુ ઉતરતાં માંડવી, મુંદરા, ભદ્રેશ્વર વગેરે ગામોમાં વિચરતાં ગુરૂદેવની સાથે અંજાર આવ્યા ત્યાં ફાગણ વદ ૧૦ ના દિવસે સં. ૧૯૫૫ની સાલમાં બાલબ્રહ્મચારી શ્રીહધુભાઈએ ૨૦ વર્ષની યુવાન વયે ધામધુમપૂર્વક શ્રી ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી અને **મુનિ જગતચંદ્રજી** નામ રાખવામાં આવ્યું. અને એ સાલનું ચાતુર્માસ અંજારમાંજ થયું.

બેંતાલીસ વર્ષના લાંબા દીક્ષા પર્યાય દરમ્યાન પૂ૦ મુ૦ **શ્રીજગતચંદ્રજી ગણી** મહારાજે ધર્મશાસ્ત્રોનું યોગ્ય અધ્યયન મનન કર્યું. તપશ્ચર્યાઓ પણ સારા પ્રમાણમાં કરી અને પૂ૦ પા૦ ગુરૂદેવની સેવા-સુશ્રુષા એવા ભાવથી કરી કે જેથી તેઓ સ્વ૦ ગુરૂદેવના ખૂબ પ્રિય બની રહ્યા. તેઓશ્રીએ પૂ૦ પા૦ ગુરૂદેવ સાથે અને ગુરૂદેવના સ્વર્ગવાસ બાદ વડીલ ગુરૂભાઇ પં૦ પૂ૦ **મુનિરાજ શ્રી પુનમચંદ્રજી ગણિવરની** આજ્ઞામાં રહી મારવાડ-કચ્છ-કાઠિયાવાડ ને ગુજરાતમાં અનેકવિધ સ્થળોએ ચાતુર્માસો કરી ભવ્યાત્માઓને ધર્મમાર્ગમાં જોડયા છે. અનેકની શંકા-કુશંકાઓનું પોતાના વિદ્વતાભર્યા શાસ્ત્રોક્ત જ્ઞાન વડે નિવારણ કરી સન્માર્ગમાં જોડ્યા હતા.

પૂ૦ પા૦ બાલબ્રહ્મચારી તપસ્વી મુનિરાજ શ્રી
જગતચંદ્રજી ગણીના શિષ્ય



તપસ્વી મુનિ શ્રી અમીચંદ્રજી મહારાજ.

સ્વ૦ ગુરૂદેવ શ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજના અંતિમ માંદગીના સમય દરમ્યાન અમદાવાદ મુકામે સ્વ૦ ગુરૂદેવની જે ભક્તિભાવ-વિનયપૂર્વક સેવા-સુશ્રુષા કરી તે અને તેવા બીજા અનેક ગુણોને શ્રી સંઘ આજે પણ યાદ કરે છે.

તેઓશ્રી છેલ્લે માંદગી વધી પડતાં પાટણ મુકામે પ્રવર્તક શ્રી કાંતિવિજયજીની નીશ્રામાં કેટલોક સમય રહ્યા. ત્યાં ઔષધિક ઉપચારો કરવામાં આવ્યા અને કાળધર્મ પામ્યા તેના બે દિવસ અગાઉજ તેઓશ્રીનો વિચાર ઉનાવા મુકામે જવાનો થયો અને મુ. શ્રી. વિદ્યાચંદ્રજી અને શ્રી લાભચંદ્રજી સાથે ઉનાવા મુકામે આવી પહોંચ્યા. ત્યાંના શ્રી પાર્શ્વચંદ્ર-ગચ્છના ભાઈઓએ ભક્તિપૂર્વક ઉપચારો કર્યા પરંતુ એ બધા કારગત નીવડ્યા નહિ અને સં. ૧૯૯૭ ના વૈશાખ સુદ ૪ ના રોજ બપોરના સમયે સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. તેઓશ્રીના કાળધર્મના સમાચારથી શ્રીસંઘમાં ગમગીનીની ભારે લાગણી પ્રગટી નીકળી કારણ સ્વ૦ આચાર્યદેવ શ્રીમત્ **સાગરચંદ્રસૂરીશ્વરજી** મહારાજનો વિરહ સાલતો હતો ત્યાં પૂ૦ મુ૦ શ્રીજગતચંદ્રજીગણી મહારાજના કાળધર્મથી ભારે આઘાત થયો.

સ્વ૦ મુ૦ **શ્રીજગતચંદ્રજીગણી** મહારાજ કાળધર્મ પામ્યા છે છતાંયે તેઓશ્રીના અનેકવિધ ગુણો હંમેશા આપણી વચ્ચે રહેશે અને શ્રીસંઘને પ્રેરણા આપશે.



# બાવાજીના જીવનનો ટુંક સારાંશ.

**જન્મસ્થાનઃ**-દેશલપુર (તા. મુદ્રા કચ્છ)

**જન્મ** :-સં. ૧૯૩૫

**પિતાનું નામઃ**-રાયસીભાઇ

**માતાનું નામઃ**-નેણબાઇ

**જ્ઞાતિ** :-વીશા ઓસવાળ

**દીક્ષા** :-સં. ૧૯૫૫ ના ફા. વ. ૧૦, અંજાર (કચ્છ)

**ગુરૂનું નામઃ**-આચાર્ય શ્રીભ્રાતૃચંદ્રસૂરિજી મહારાજ

**અભ્યાસ** :-સાધુના આવશ્યક ક્રિયાના સૂત્રો, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુ-મોટી સંઘયણી, ક્ષેત્રસમાસ, કર્મગ્રંથ વગેરે પ્રકરણો.

**વિહાર** :-કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મારવાડ મેવાડ વગેરે દેશોમાં વિહાર કરી ભવિજનોને લાભ આપ્યો.

**શિષ્યો** :-૧ પાટવી શિષ્ય મુનિ શ્રીઅમીચંદ્રજી
૨ લઘુ શિષ્ય ,, લાભચંદ્રજી

**કાળધર્મ** :-ઇત્યાદિ સ્વ-પર ઉપકાર કરી ૪૨ વર્ષ, ૧ માસ ને ૯ દિવસ સુધી દીક્ષા પાળી સં. ૧૯૯૭ ના વૈશાખ સુદ ૪ ને બુધવારે (ઉંઝા) ઉનાવામાં પોતાનું ૬૨ વર્ષ, ૧ માસ ને ૯ દિવસનું સર્વ આયુ; પૂર્ણ કરી સમાધિ-પૂર્વક કાળધર્મ પામી સ્વર્ગવાસી થયા.



પ૦ પૂ૦ બાલબ્રહ્મચારી શાસ્ત્રપારગામી આ. મ.
સાગરચંદ્રસૂરિશ્વરજીના શિષ્ય



મુનિ શ્રી વિદ્યાચંદ્રજી મહારાજ.

પૂ૦ પા૦ બાલબ્રહ્મચારી તપસ્વી મુનિરાજ
શ્રી જગતચંદ્રજી ગણીના શિષ્ય



મુનીશ્રી લાભચંદ્રજી મહારાજ.

# બાલબ્રહ્મચારી શ્રી સાગરચંદ્રસૂરીશ્વરજીનું

# ટુંક જીવનચરિત્ર

સ્વ૦ ભટ્ટારક ચારિત્રચૂડામણિ વીતરાગશાસનના અણનમ ઝંડાધારી મહાન પુરૂષપુંગવ આચાર્ય **શ્રીમદ્ ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી**મહારાજની પાટે સ્વ૦ આચાર્યશ્રી**સાગરચંદ્રસૂરીશ્વરજી** થયા. પૂર્ણિમાની પ્રકાશિત રાત્રે દરિયાના પાણી પર પ્રકાશ પડતાંજ જેમ સાગર હેલે ચઢે છે તેમ સ્વ૦ આચાર્યશ્રીજીની વિદ્વત્તા સંબંધમાં થયેલ પ્રગતિ વિષે કહી શકાય. સ્વ૦ આચાર્યશ્રીએ બાલ્યવયમાં શ્રીભાગવતીપ્રવ્રજ્યા અંગીકાર કરી. ટુંક સમયમાં અધ્યયન ને મનન દ્વારા જે જ્ઞાન મેળવ્યું તેનો વિકાસ એટલો સમૃદ્ધપણે સાધ્યો કે એ જ્ઞાન હંમેશાં લોકોને શાસન પ્રત્યે આકર્ષણ સમાન નીવડયું. લક્ષ્મીના ખજાનાને તો માણસ બહુ છુપીરીતે સંતાડી રાખે છે. કોઇ ન જાણી જાય તેની એ બહુ પરવાહ રાખે છે પણ આ જ્ઞાનનો ખજાનો એવો છે કે જેને કોઇ લુંટી શકતું નથી અને જેમ જેમ એ ભંડાર ભવ્યાત્માઓના હિતાર્થે ખાલી થાય છે તેમ તેમ તેમાં વૃદ્ધિજ થતી રહે છે. સ્વ૦ આચાર્યશ્રી એનું સાચું પ્રતિક છે એ એમના જીવનમાંથી આપણને મળી આવે છે.

કચ્છ પ્રદેશમાં આવેલ **નાના ભાડીયા** ગામે શા. **ધારસીભાઈ**ના ઘેર સં. ૧૯૪૩ ના શુભ ચોઘડીએ માતા **રતનબાઈ**ની કુક્ષિથી બાળકનો જન્મ થયો. તેનં નામ

**શામજી** રાખવામાં આવ્યું. શામજીને નિશાળે મૂકવામાં આવ્યો અને ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો. માતાનો વિયોગ પડ્યો, પિતાએ કચ્છ-માંડવીમાં એક પાઠશાળામાં શામજીને ભણવા મૂકેલા.

પ૦ પૂ૦ **મુનિરાજ શ્રીભ્રાતૃચંદ્રજી** મહારાજ સં૦ ૧૯૫૫નું ચોમાસુ ઉતરતાં અંજારથી અનુક્રમે વિહાર કરી **ભુજ** અને ત્યાંથી **માંડવી** પધાર્યા ત્યાં પ૦ પૂ૦ **શાંતમૂર્તિ શ્રીકુશલચંદ્રજી ગણિવર** બિરાજમાન હતા. તેઓશ્રીને પ્રેમથી ભેટ્યા અને ગુજરાત તરફ વિહાર કરવાની આજ્ઞા મેળવી તે સમયે માંડવીમાં ભણતા શામજીને ગુરૂદેવનો ભેટો થયો. શામજીએ પોતાના પિતાશ્રીની રજા લઈ ગુરૂદેવની સાથે સં. ૧૯૫૬ ની સાલમાં ગુજરાત તરફ પ્રયાણ કર્યું. ને તે સાલનું ચોમાસું વિરમગામ થયું. અને સં. ૧૯૫૭ ની સાલનું ચાતુર્માસ અમદાવાદમાં થયું. ત્યાંથી અનુક્રમે ગુરૂદેવ ખંભાત પધાર્યા. ત્યાં પોતાની પાસે વિદ્યાધ્યયન કરતા શામજી-ભાઇને દીક્ષા આપવાનું મુકરર કર્યું. એ માંગલિક પ્રસંગ પર અઠ્ઠાઈ મહોત્સવ શરૂ કર્યો અને સં. ૧૯૫૮ ના મહા સુદ ૧૩ ના દિવસે ચતુર્વિધસંઘની હાજરીમાં ગુરૂરાજે દીક્ષા દીધી ને દીક્ષિતનું નામ **મુનિ સાગરચંદ્રજી** રાખ્યું.

પૂ૦ પા૦ ગુરૂદેવની સાન્નિધ્યમાં રહી દીક્ષાકાળનો કેટલાક વર્ષો સુધીનો કાળ ધાર્મિક અભ્યાસ, મનન અને અધ્યયન પાછળ ગાળ્યો. સિદ્ધાંત, ન્યાય, વ્યાકરણ, આગમાદિ શાસ્ત્રોના અભ્યાસમાં તીક્ષ્ણ બુદ્ધિ અને વિચારગ્રાહ્યશક્તિ

પૂ. પા. આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ ભ્રાતૃચંદ્ર-
સૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન સ્વ.
બાલબ્રહ્મચારી પૂ. આચાર્ય

## શ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજ



જન્મ : સં. ૧૯૪૩ આચાર્યપદ : સં. ૧૯૭૩
દીક્ષા : સં. ૧૯૫૮ સ્વર્ગવાસ : સં. ૧૯૯૫

વડે સારી રીતીયે દિનપ્રતિદિન પ્રગતિજ કરતા રહ્યા. પછી તો પૂ૦ પા૦ ગુરૂદેવની નીશ્રામાં ભક્તજનોને વ્યાખ્યાનવાણી સુણાવતા અનેકના દિલોને ધર્મજળથી છંટકારવા લાગ્યા. વાણીમાં મધુરતા અને મૃદુતા હતા. શાસ્ત્ર વાણીના પ્રવાહની અખંડધારા ચાલી અને થોડાજ વર્ષોમાં જૈન–જૈનેતરોની પ્રશંસા મેળવી લીધી. પૂજ્યશ્રી પોતાના વડીલબંધુ પ૦ પૂ૦ **મુનિરાજ શ્રીપુનમચંદ્રજી ગણિવર**ની આજ્ઞામાં રહેતા હતા. અને પૂજ્યશ્રી વિદ્વાન હોઈ વડિલબંધુ પણ તેમનું સારૂ માન સાચવતા હતા. પ૦ પૂ૦ તપસ્વી **મુનિરાજ શ્રી જગતચંદ્રજી ગણિવરે** પણ પૂજ્યશ્રીની સારી સેવા ઉઠાવેલી.

## તેઓશ્રીના ચાતુર્માસો—

સં. ૧૯૫૮ ખંભાત
,, ૫૯ વઢવાણ શહેર
,, ૬૦ વીરમગામ
,, ૬૧ અમદાવાદ
,, ૬૨ ખંભાત
,, ૬૩ અમદાવાદ
,, ૬૪ ઉદયપુર (મેવાડ)
,, ૬૫ જોધપુર(મારવાડ)
,, ૬૬ બીકાનેર
,, ૬૭ અમદાવાદ
,, ૬૮ અમદાવાદ
,, ૬૯ ધ્રાંગધ્રા
,, ૭૦ અમદાવાદ
,, ૭૧ ખંભાત
,, ૭૨ અમદાવાદ
,, ૭૩ ખંભાત
,, ૭૪ અમદાવાદ
,, ૭૫–૭૬ બીકાનેર
,, ૭૭ અમદાવાદ
,, ૭૮ વીરમગામ

સં. ૧૯૭૯ ભાડીઆ શ્રી ભગવતીસૂત્ર વાંચન
,, ૮૦ મોટીખાખર ,, ,,

| | | | |
|---|---|---|---|
| ,, ૮૧ | અમદાવાદ | | |
| ,, ૮૨ | ખંભાત | | |
| ,, ૮૩ | મોટીખાખર શ્રી ભગવતીસૂત્ર વાંચન | | |
| ,, ૮૪ | ભાડીઆ | ,, | ,, |
| ,, ૮૫ | ધ્રાંગધ્રા | ,, | ,, |
| ,, ૮૬ | અમદાવાદ | | |
| ,, ૮૭ | ,, | | |
| ,, ૮૮ | ખંભાત | ,, | ,, |
| ,, ૮૯ | ,, | ,, | ,, |
| ,, ૯૦ | અમદાવાદ | | |
| ,, ૯૧ | ,, | ,, | ,, |
| ,, ૯૨ | ,, | ,, | ,, |
| ,, ૯૩ | માંડલ | ,, | ,, |
| ,, ૯૪ | ,, | ,, | ,, |
| ,, ૯૫ | ધ્રાંગધ્રા | ,, | ,, |

આ દરેક સ્થળોએ સંઘો તરફથી ભારે આદર સત્કાર થયો હતો. અને વ્યાખ્યાન વાણીના પ્રભાવથી જૈન જૈનેતરો, વિદ્વાનો, અધિકારીઓ વિ. પર સારી અસર નીપજી હતી. તેઓ પૂજ્યશ્રીની સાનિધ્યમાં વધુને વધુ નજીક આવવા લાગ્યા અને આત્મહિતની પ્રવૃત્તિમાં લીન બનતા ગયા.

સં. ૧૯૮૫ ની એ સાલ હતી જ્યારે કચ્છમાંથી રણ ઉતરી માળીઆ ગામે પધાર્યા. ત્યાંના શ્રીસંઘે ભવ્ય સ્વાગત કર્યું. અને તેઓશ્રીએ 'માનવધર્મ' ના વિષય ઉપર વ્યાખ્યાન

આપ્યું. પૂજ્યની પ્રશંસા એકજ દિવસમાં પ્રચલિત થતાં ત્યાંના દરબાર સાહેબ, મે. દિવાન સાહેબ અને અધિકારી વર્ગે પણ વાણીનો લાભ લીધો હતો. પૂજ્યશ્રીએ રાજધર્મ અને પ્રજાધર્મ વિષે સચોટ શૈલીમાં પ્રવચન કરી ધાર્મિક ઉન્નતિના કાર્યમાં રાજા-પ્રજાના સહકાર વિષે સતત ઉપદેશધારા વહેતી મુકી હતી. પરંતુ એ લાભ વધુ સમય લેવાઈ ન શક્યો અને પૂજ્યશ્રીને વિહાર કરવાનો હોઈ સૌ કોઈના દિલમાં રંજ પેદા થયો.

માળીયાથી વિહાર કરી ચાતુર્માસ માટે ધ્રાંગધ્રા પધારતાં રસ્તામાં જામકંડોરણા ગામે મુકામ કર્યો. ત્યાંના વિદ્વાન મેજીસ્ટ્રેટ સાહેબ અને શ્રાવકોએ પૂજ્યશ્રીના ઉપદેશનો સારો લાભ ઉઠાવી અનેક જાતના વ્રત નિયમો ગ્રહણ કરી એક યાદ તાજી રાખવા ઉદ્યમી બન્યા.

ત્યારબાદ ચાતુર્માસ નજીક આવતાં પૂ. **મુનિરાજ શ્રીસાગરચંદ્રજી** મહારાજે ભારે ધામધુમપૂર્વકના સામૈયા-દ્વારા ધ્રાંગધ્રામાં પ્રવેશ કર્યો. અત્રે શ્રી ભગવતીજીનું વાંચન કરાવવામાં આવતાં અન્ય ગચ્છ ઉપરાંત સ્થાનકવાસી સમુ-દાયના વિદ્વાન ગૃહસ્થો મળી એટલી સંખ્યામાં વ્યાખ્યાન સાંભળવા જનતા આવવા લાગી કે ઉપાશ્રયનો વિશાળ હોલ ચીકાર ભરાઇ જતો. પાછળથી આવનારને તો ઉભા રહેવું પડતું.

શ્રી ભગવતીજી જેવા મહાન કઠીન આગમનું વાંચન તેઓશ્રી એટલી સરળ અને સાદી ભાષામાં કરી રહ્યા હતા

કે એકડેથી ઘુંટનાર પણ તે સ્હેલાઈથી **સમજી** શકે. સ્થાનકવાસી અગ્રેસરોને પ્રશ્નોના પ્રત્યુત્તર આપી મૂર્તિપૂજાનું વિધાન સાબીત કરતી સચોટ શ્રદ્ધા ઉત્પન્ન કરાવી હતી. આ વર્ષ દરમ્યાન શ્રીસંઘમાં સ્વામીવાત્સલ્ય, પ્રભાવનાદિ કાર્યો સારા પ્રમાણમાં થયા હતા.

સં. ૧૯૮૮ અને સં. ૧૯૮૯ ના ચાતુર્માસો ખંભાત મુકામે ઝવેરી દલપતભાઈ ખુશાલચંદ અને અન્ય આગેવાનોની સાગ્રહ વિનતિથી થયાં.

આ ચાતુર્માસ દરમ્યાન ખંભાતમાં શ્રીભગવતીસૂત્ર વાંચન સરળ શૈલીથી શરૂ થયું. **શ્રીપાર્શ્વચંદ્ર** ગચ્છ–સંઘના તેમજ અન્ય ધર્મરસિક ભાઈબ્હેનો સારા પ્રમાણમાં લાભ ઉઠાવવા લાગ્યા અને શાસ્ત્રોક્ત પ્રવચનના અંકોડાને ટકાવી રાખવાના ઉદ્દેશ માત્રથી બીજું ચાતુર્માસ સાગ્રહ વિનંતિ કરીને રાખવામાં આવ્યા. આ સમયે અન્ય ગચ્છમાં કેટલાક ખોટી લાગણીઓથી કદાગ્રહી બનેલાઓને ઉપદેશ અને સમજદ્વારા સન્માર્ગે જોડયા જેઓ હજુ પણ એ ઉપકારને ભૂલતા નથી. શ્રીસંઘની કીર્તિ અને જાહોજલાલીમાં વધારો થયો. ધાર્મિક કાર્યો, તપશ્ચર્યાઓ વિગેરે સારા પ્રમાણમાં થયા.

તે પછીનું રાજનગરનું ચાતુર્માસ પૂજ્યશ્રીના નામ સાથે હંમેશને માટે જોડાઈ રહે એવા એક મહાન કાર્યમાં પોતાનો યશસ્વી હીસ્સો આપીને જૈન જનતાને તેઓશ્રીની વિદ્વત્તાથી મુગ્ધ કરી દીધી હતી. આજપૂર્વે તેઓશ્રીની વિદ્વત્તા પંકાતી

પણ સીધો સંસર્ગ તો અમદાવાદ મુકામે કેટલાક ચર્ચાસ્પદ પ્રશ્નો જેવા કે દેવદ્રવ્ય, દીક્ષા વિગેરે પર સર્વાનુમતે નિર્ણય કરવા માટે બોલાવવામાં આવેલ **શ્રી અખિલ ભારતીય જૈન શ્વે. મૂ. પૂ. સાધુ સંમેલન** સમયે થયો. નગરશેઠ શ્રી કસ્તુરભાઈ મણીભાઇ જેઓએ આ સંમેલન અનેક જહેમતે મેળવ્યું તેઓ તરફથી **શ્રીપાર્શ્વચંદ્રસૂરિગચ્છના** મુનિરાજો પૂ૦ શ્રી જગતચંદ્રજી ગણી મહારાજ અને પૂ૦ શ્રી સાગરચંદ્રજી મહારાજ વિ૦ ને આમંત્રણ કરવામાં આવ્યું. અને સ્વ૦ પૂ૦ આચાર્ય મહારાજ શ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજની વિદ્વત્તા, ચર્ચા કરવાની પ્રશંસનીય રીત જોઇને તેઓશ્રીને **શ્રીપાર્શ્વચંદ્રસૂરિગચ્છ**ના પ્રતિનિધિ તરીકે પ્રથમ ૭૨ ની અને પછી ૩૦ ની કમીટીમાં નીમવામાં આવ્યા. દિવસો સુધી ઉપરોક્ત પ્રશ્નો પર ચર્ચાઓ ચાલી. તેમાં સ્વ૦ આચાર્ય મહારાજે રસપૂર્વક સુંદર ભાગ ભજવ્યો છે એટલુંજ નહિં પણ કેટલીયે બાબતોમાં તટસ્થ તરીકે એમનાં સલાહ–સૂચનો કિંમતી થઈ પડયા છે એમ એ સંમેલનમાં હાજરી આપનારા અનેક પૂ૦ આચાર્યાદિ મુનિરાજોના મુખેથી સાંભળવામાં આવ્યું છે. અને છેવટે જે મુખ્ય નવની કમીટિ નિયુક્ત કરવામાં આવી તેમાં પણ પૂજ્યશ્રી એક હતા. એજ બતાવી આપે છે કે તેઓશ્રીની વિદ્વત્તાની જે કિંમત ગૃહસ્થો આંકતા તેટલીજ કિંમત અન્ય ગચ્છના વિદ્વાન આચાર્યાદિ મુનિરાજો પણ આંકતા હતા. આ સંમેલને પટ્ટકરૂપે કરેલા ઠરાવો પર સ્વ. આચાર્યશ્રીની મ્હોર છાપ હતી અને ભારત વર્ષના જૈનસંઘના દ્વારે એ પટ્ટકો પહોંચી પણ ગયા હતા. આમ

પૂજ્યશ્રીની ખ્યાતી હિંદના ચારે ખૂણામાં ફેલાવા સાથે અન્ય સહધમીઓનું આકર્ષણ વધ્યું. આ સંમેલને પટ્ટકરૂપે કરેલા ઠરાવોનું હાલ યથાર્થ પાલન નહિ થવાથી જ્યારે બૂમ પડી રહી છે ત્યારે સ્વ. આચાર્યદેવ જેવા સ્પષ્ટ વક્તાની ખોટ સાલે છે.

ત્યારપછી સં. ૧૯૯૧-૯૨ ના ચાતુર્માસો પણ રાજનગરમાં શામળાની પોળના ઉપાશ્રયે થયાં. આ બન્ને ચાતુર્માસ દરમ્યાન શ્રીસંઘની સાગ્રહ વિનંતીને પરિણામે શ્રી ભગવતીસૂત્રનું વાંચન રાખવામાં આવેલ. એનો લાભ શ્રીસંઘના અગ્રેસરો અને સૌ કોઈ લેવા લાગ્યા. વ્રત-નિયમો અને તપશ્ચર્યા, સાધર્મિક વાત્સલ્યો વિ૦ સારા પ્રમાણમાં થયા.

પૂજ્યશ્રીને આચાર્યપદારોપણ કરવાની શ્રીસંઘની ભાવનાએ મૂર્તસ્વરૂપ ધારણ કર્યું. આથી આ વાત રાજનગરના શ્રીસંઘે પૂ૦ સાગરચંદ્રજી મહારાજ વિહાર કરે તે પહેલાં આચાર્યપદ અર્પણ કરવા મક્કમ નિર્ધાર કર્યો અને અઠ્ઠાઈ મહોત્સવ દરમ્યાન આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના વિદ્વાન પ્રશિષ્યરત્ન આચાર્યશ્રી વિજયઉમંગસૂરિજીના હસ્તે સં. ૧૯૯૩ ના જેઠ સુદ-૪ ના રોજ શુભ મુહૂર્તે-મંગળમય ચોઘડીયે આચાર્યપદ અર્પણ કરવામાં આવ્યું. આ ઉત્સવમાં ભાગ લેવા માટે માંડલ, ખંભાત, ધ્રાંગધ્રા વીરમગામ વિ૦ સ્થળોએથી ગચ્છના અગ્રેસરો અને અન્ય સમુદાય સારી સંખ્યામાં ઉતરી પડયો હતો. શ્રી શાસન-દેવ-કી જયના નાદોથી ઉપાશ્રયનું વિશાળ ચોગાન માનવમેદનીથી ઉભરાઇ

## પૂ૦ પા૦ બાલબ્રહ્મચારી આચાર્ય
## શ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી
## મહારાજની પાદુકા.




સ્વર્ગવાસ: સં. ૧૯૯૫ ના ભાદરવા વદ ૪

**ધ્રાંગધ્રામાં સ્વર્ગવાસ થયા પછી રેતીમાં પડેલી પાદુકા.**

ગયું હતું. ચોમેરથી પૂજ્યપાદ આચાર્યદેવ નાણુને ફેરા ફરતાં અક્ષતઉછાળવામાં આવ્યા હતા. આમ આ દિવસથી **મુનિરાજશ્રી સાગરચંદ્રજી** મહારાજ પૂ૦ પા૦ આચાર્યશ્રી **સાગરચંદ્રસૂરીશ્વરજી** મહારાજના નામથી સંબોધાયા.

પૂ. પા. ભારતભૂષણ આચાર્ય શ્રીમદ્ **ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી** મહારાજ અને પ૦ પૂ૦ મુનિરાજ **શ્રીપુનમચંદ્રજીગણિવર** મહારાજશ્રીના કાળધર્મ પછી અલ્પસંખ્યા ધરાવતા આ ગચ્છમાં જે થોડાક સાધુરત્નો છે તે પૈકિ આચાર્યશ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજ જુદાજ તરી આવતા હતા. વ્યાખ્યાન વાણી દ્વારા એમણે વ્યાખ્યાન વાચસ્પતિનું બિરૂદ સ્વયં પ્રાપ્ત કર્યું હતું. સારા માણસોના જીવન હંમેશાં ટુંકા કેમ ન લખાયા હોય એમ પૂજ્યશ્રીની બાબતમાં પણ બન્યું.

સંવત ૧૯૯૩–૯૪ના ચાતુર્માસો માંડલના શ્રીસંઘની વિનંતિથી ત્યાં થયા અને શ્રીભગવતી સૂત્રની શબ્દધારા અસ્ખલિતપણે ચાલતાં જૈન–જૈનેતર જનતાએ તેનો સારો લાભ ઉઠાવ્યો. વોરાશ્રી મોહનભાઇ જીવરાજ અને અન્ય અગ્રેસરોએ પૂજ્યશ્રીની સેવા–સુશ્રુષા એટલી સુંદર રિતિયે ઉઠાવી અને આ ચાતુર્માસો દરમ્યાન ધર્મપ્રભાવનાના એવા કાર્યો થયા કે જેની જવલ્લંત જ્યોત હંમેશાં જળહળતીજ રહેશે.

માંડલના ચાતુર્માસ બાદ તેઓશ્રીની તબીયત લથડી. વિહાર કરી ધ્રાંગધ્રા પધાર્યા. ત્યાં ગયા બાદ તબીયતે ધીમે-ધીમે ઉથલો ખાધો. શ્રીસંઘે તબીયત વધુ ગંભીર લાગતાં પૂજ્યશ્રીને ધ્રાંગધ્રા રાજ્યની હોસ્પીટલમાં ઉપચાર અર્થે

રાખવામાં આવ્યા. રાજ્યની હોસ્પીટલના વડા તબીબ, અન્ય ડોકટરો અને તેઓના સ્ટાફે પૂજ્યશ્રીની સુશ્રુષા–ઉપચાર વિ૦ બહુજ કાળજીપૂર્વક કરવા માંડયા. પરંતુ ઘડીમાં તડકો ને ઘડીમાં છાંયડાની જેમ તબીયત ઠીક–અઠીક અને ચિંતાજનક દેખાવા લાગી. પૂજ્યશ્રીના દેહની સુખસાતા પૂછવા માટે બહારગામથી શ્રીસંઘના ભાઈબ્હેનો આવવા લાગ્યા. તેઓના ભોજન વિ. ની વ્યવસ્થા ધ્રાંગધ્રાના **શ્રી છોટાલાલભાઈ ડામરભાઇ** અને અન્ય અગ્રેસરોએ સુંદરરીતે કરી હતી. ધ્રાંગધ્રાના શ્રીસંઘના ભાઈઓએ ૮—૮ ની ટુકડીમાં રાત ને દિવસભર પૂજ્યશ્રીની સુશ્રુષા–સેવા અર્થે હોસ્પીટલ ખાતે રહેવાનું નક્કી કરેલું અને તે મુજબ સુંદર લાભ ઉઠાવ્યો. પરંતુ કાળચક્રની ગતી કોઇથીયે અટકી નથી અને અટકે પણ નહિં. સં. ૧૯૯૫ ના ભાદરવા વદી–૪ નો એ દિવસ હતો કે જે દિવસે શ્રી ગચ્છને શોકમગ્ન છોડી પૂ૦ પા૦ આચાર્યશ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજનો દેહ આત્માથી છૂટો થયો અને તેઓશ્રી પંચત્વને પામ્યા. આ દિવસ ધ્રાંગધ્રાના શ્રીસંઘ અને ગચ્છના અન્ય શહેરોના સંઘ માટે બહુ વિકટ ને કપરાદિન તરિકે નોંધાઈ રહેશે. સારાયે ધ્રાંગધ્રા શહેર પર શોકની છાયા પ્રસરી રહી હતી. તે દિવસે અમદાવાદ, વીરમગામ, ખંભાત, માંડલ વિ૦ સ્થળોએ તાર કરેલા. ત્યાંથી ઘણા ભાઈઓ બીજે દિવસે આવી પહોંચ્યા હતા. પાંચમને દિવસે સુંદર અને સુશોભિત પાલખીમાં પૂજ્યશ્રીના મૃતદેહને પધરાવવામાં આવ્યો અને સેંકડો જૈન જૈનેતરોએ એ ભવ્ય સ્મશાનયાત્રામાં ભાગ લીધો. આગળ

અનાજ અને પૈસાનું ગાડું હતું જે છુટા હાથે ઉડાડવામાં આવેલ અને જય જય નંદા–જય જય ભદ્દા ના બુલંદ અવાજે વાતાવરણને વિશુદ્ધ કરતા ધૂપાના ગોટેગોટા ચાલતા હતા. સ્મશાનભૂમિ પર પાલખી ઉતારવામાં આવી અને ચંદનના લાકડાની ચિતામાં પૂજ્યશ્રીના દેહને પધરાવી અમદાવાદના શા. મોતીલાલ છગનલાલે અગ્નિદાહનો લાભ લીધો. આ અંગે બીજી નાની મોટી ઠીક ઠીક ઉપજ થઇ હતી. પૂજ્યશ્રીના દેહની રાખ થઈ અને સૌ શોકાતુર હૈયે સ્વગૃહે સિધાવ્યા.

આ સમાચારથી **શ્રીપાર્શ્વચંદ્રગચ્છ**માં દીલગીરીની ભારે લાગણી પ્રગટી નીકળી હતી. ધ્રાંગધ્રાના ઉપાશ્રયમાં એક સ્થાને રેતી પાથરવામાં આવી હતી જ્યાં બીજે દિવસે શ્રીસંઘના ભાઇઓએ નીહાળતાં પૂજ્યશ્રીના કુમકુમ પગલાં પડેલા જોવામાં આવ્યાં જેનો ફોટો મોજુદ છે. પૂજ્યશ્રીની પ્રભાવિકતાનું આ પ્રતિક હતું. આમ શ્રી ગચ્છને પૂજ્યશ્રીના સ્વર્ગવાસથી ન પૂરાય એવી મહાન ખોટ પડી છે.

પૂજ્યશ્રીના સ્વર્ગવાસ નિમિત્તે જુદા જુદા સ્થળોએ અઠ્ઠાઈ મહોત્સવો કરવામાં આવ્યા અને રાજનગરના શ્રીસંઘે તો એ અઠ્ઠાઇ મહોત્સવ અદ્વિતીયરીતે ઉજવ્યો. દિવસોની જહેમત બાદ સં. ૧૯૯૬ ના કા. વ. ૧૩ ના રોજથી અઠ્ઠાઇ મહોત્સવનો પ્રારંભ થયો. રોજ જુદી જુદી પૂજાઓ સુંદર રાગરાગણીમાં **શ્રી હઠીસીંગ સરસ્વતી સભાના** ભાઇઓએ ભણાવી કાંસીજોડાનો ખડખડાટ ને બીજા વિધિ-વિધાને અજબ આલ્હાદ જમાવ્યો હતો. અઠ્ઠાઇ મહોત્સવ

દરમ્યાન શ્રી **પાવાપુરીજી** શ્રી **રત્નસાનું પર્વત**ની રચના ઉપાશ્રયના ઉપરના વિશાળ હોલમાં કરવામાં આવી હતી. રોશનીથી સારૂંયે સ્થાન જળહળી રહ્યું હતું. રાત્રે ભાવનામાં તો રમઝટ બોલતી. સંગીતરત્ન પ્રજ્ઞાચક્ષુ શ્રી બાબુભાઇ અને અન્ય સંગીતકુશળ ભાઇઓએ પોતાની કળાની ખીલવણી કરી આખાયે પ્રસંગને અનુપમ બનાવવાના શ્રીસંઘના કાર્યમાં સુંદર ફાળો આપ્યો હતો. શહેરમાંથી અઠ્ઠાઈ મહોત્સવ ની રચના જોવા માટે રોજ હજારો ભાઈબ્હેનોની ભીડ જામતી હતી. મંગળ ગીતો ગવાતા હતા અને આઠે દિવસો દરમ્યાન આ સ્થળે બસ ધર્મના વાતાવરણની ધૂન લાગતી હતી. તેમાંયે શાંતિસ્નાત્રના દિવસે તો શહેરના તમામ સંભાવિત અગ્રેસરો અને જૈન જૈનેતરોએ દર્શનનો અપૂર્વ લાભ લીધો હતો. શ્રીસંઘના અગ્રેસરો આ કાર્યની પાછળ વેપાર ધંધા સામું જોયા વિના ખડે પગે ઉભા હતા. યુવાન ભાઇઓએ પણ વ્યવસ્થા સુંદર રીતે જાળવવા માટે ભારે જહેમત ઉઠાવી હતી. સાધર્મિક વાત્સલ્યો થયા હતાં. અને બીજા અનેકવિધ ધર્મપ્રભાવનાના કાર્યો પૂજ્યશ્રીની પાછળ થયાં. એજ બતાવે છે કે એ આત્મા પ્રત્યેની જનતાની ભક્તિ કેવી અપૂર્વ હતી.

પૂજ્યશ્રી સાગરચંદ્રસૂરીશ્વરજી મહારાજના જીવનમાંથી આપણે નીચેના તત્ત્વો તારવી શકીએ.

(૧) પોતાના જીવનકાળનો મોટો સમય અભ્યાસ, અધ્યયન અને મનન પાછળ ગાળી જ્ઞાનને સારી રીતે ફોરવી

પૂ૦ પા૦ બાલબ્રહ્મચારી શાસ્ત્રવિશારદ આ. મ.
શ્રી સાગરચંદ્રસૂરિશ્વરજીના શિષ્ય











મુનીરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ.

અનેક આત્માઓને સન્માર્ગ દર્શન કરાવી શ્રી વીતરાગ માર્ગમાં દ્રઢ કર્યા હતા.

(૨) સંવત્સરીના ચાલતા મતભેદો અંગે તેઓશ્રીએ એક પ્રશ્નોત્તરપ્રકાશ શ્રીભ્રાતૃચંદ્રસૂરિ ગ્રંથમાળા રૂપે બહાર પાડી ભાદરવા સુદી પંચમીની સંવત્સરી શાસ્ત્રોક્ત છે એમ વિદ્વત્તા વડે સિદ્ધ કરી બતાવ્યું છે. એ વિષેના સચોટ લખાણો ઉક્ત પુસ્તકમાં મોજુદ છે.

(૩) સ્વ. આચાર્યમહારાજ વિદ્વાન વક્તા ઉપરાંત કવિત્વશક્તિ પણ સારા પ્રમાણમાં ધરાવતા હતા જે તેઓશ્રીએ રચેલ ગુરૂસ્તુતિઓ, સ્તવનો અને સજ્ઝાયો ઉપરથી જણાઈ આવે છે.

(૪) સ્વ૰ નૂતન દીક્ષિત કરવા માટે પરીક્ષા ને અગ્નિ પરીક્ષામાં માનનારા હતા તેથી તેઓશ્રીની વિદ્વત્તાના પ્રમાણમાં શિષ્યોની સંખ્યા ઓછી જણાશે. હાલ તેઓશ્રીના શિષ્યોમાં શ્રી વૃદ્ધિચંદ્રજી તથા શ્રી વિદ્યાચંદ્રજી વિદ્યમાન છે. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજે ઠીકઠીક અભ્યાસ કર્યો છે. તેઓશ્રીને પોતાના આ ગુરૂવર્યની ખોટ આજે ભારે સાલે તેમાં આશ્ચર્ય જેવું શું છે?

(૫) જે બહુજ થોડાના જીવનમાં જોવામાં આવે છે તે સ્પષ્ટવકતૃત્વને પૂજ્યશ્રી વરેલા હતા. સાચું કહે ત્યારે કેટલાકને લાગતું કે પૂજ્યશ્રીનો સ્વભાવ આકરો છે પણ વિચાર કરતાં બીજીજ પળે કબુલ કરવું પડતું કે તેઓશ્રીનું કડવું કથન પણ

હિતકારી છે. સાચા ગુરૂઓ **ભક્તોની** ખોટી પ્રશંસા કે આળપંપાળ કરનારા હોતા નથી પણ જે સ્પષ્ટ લાગે તે સ્પષ્ટ કહેનારા હોય છે.

(૬) પોતાના ગુરૂવર્ય ભટ્ટારક આચાર્ય **શ્રી ભ્રાતૃ-ચંદ્રસૂરીશ્વરજી** મહારાજના સ્વર્ગવાસ બાદ પૂ૦ મુનિરાજ **શ્રીપુનમચંદ્રજી ગણિવર** મહારાજ તથા પૂ૦ મુ૦ **શ્રીજગતચંદ્રજી ગણિવર** મહારાજ સાથે રહીને પૂજ્યશ્રી પોતાના વડીલ ગુરૂભાઇઓની અનુપમ સેવા-સુશ્રુષા વિનયાદિ સાચવતા હતા.

આવી મહાન વિભૂતિને **શ્રી પાર્શ્વચંદ્રસૂરિગચ્છના** નાયકો અને સભ્યો કેમ ભુલી શકે. તેઓશ્રીની ખોટ આજે પણ સાલે છે.

તેમાંયે તાજેતરમાં પૂ૦ મુનિરાજ શ્રી જગતચંદ્રજી ગણી મહારાજ (બાવાજી) ના સ્વર્ગવાસથી શ્રી ગચ્છને બીજો ફટકો પડયો છે. એક ઘા રૂઝાયો નહોતો ત્યાં બીજો પડયો છે. પરંતુ આટલા વિરહ અને વિયોગમાં પણ પૂ૦ વિદ્વાન ને ક્રિયાપાત્ર મુનિરાજોનું જે નાનું ભંડોળ છે તેમાંથી ભવિષ્યે મોટો સમુદાય થશે એવી આશાસહ સ્વર્ગસ્થ આચાર્યદેવને અંજલી અર્પી તેમના આત્માને ચિર શાંતિ ઇચ્છી અને તેઓશ્રીનું જીવન અનેકને ઘડારૂપ નીવડો એવી ભાવના ભાવી આ ચરિત્ર સંપૂર્ણ કરીશું.



# આચાર્ય શ્રી સાગરચંદ્રસૂરીશ્વરજીના જીવનચરિત્રનો
# ટુંક સારાંશ

**જન્મ** :–સં. ૧૯૪૩, નાનાભાડીયા (કચ્છ)

**પિતાનું નામ**:–ધારસીભાઇ વીરજી

**માતાનું નામ**:–રતનબાઈ

**જ્ઞાતિ** :–વીસા ઓસવાળ

**દીક્ષા** :–સં. ૧૯૫૮ મહા સુદ ૧૩, ખંભાત

**ગુરૂનું નામ**:–આચાર્ય શ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજ

**અભ્યાસ** :–સાધુના આવશ્યક ક્રિયાના સૂત્રો, જીવવિચારાદિ બધા પ્રકરણો, પાણિનીય વ્યાકરણ (સિદ્ધાંત કૌમુદી), રઘુવંશાદિ કાવ્યો, સાહિત્ય, કોશ, તર્ક–ન્યાય, છંદ (પિંગળ), જ્યોતિષ સંબંધી વિવિધ શાસ્ત્રો.

**ધર્મશાસ્ત્રવાંચન**:–દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, આચારાંગ, સૂયગડાંગ, ઠાણુંગ, સમવાયાંગ, ભગવતી વગેરે સૂત્રો, શાલિભદ્રચરિત્ર મહાકાવ્ય વગેરે મહાન પુરૂષોના જીવન ચરિત્રો.

**વિહાર** :–ગુજરાત, કાઠિયાવાડ, મેવાડ મારવાડ કચ્છ, વગેરે પ્રદેશોમાં વિહાર કરી અનેક ભવ્યાત્માઓને દેશવિરતિ, સર્વવિરતિ બનાવ્યા અને પ્રતિષ્ઠાઓ કરાવી જૈનશાસનનો વિજયધ્વજ ફરકાવ્યો.

**આચાર્યપદ** :–સં ૧૯૯૩ ના જેઠ સુદ ૪ ને શનિવાર, સ્થળ અમદાવાદ–શામળાની પોળના ઉપાશ્રયમાં અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક આચાર્યપદ એનાયત કરવામાં આવ્યું.

**સાહિત્યસેવા** :–શ્રી મન્નાગપુરીયતપાગચ્છની પટ્ટાવલી (પ્રથમાવૃત્તિ), શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ સૂત્ર (શાસ્ત્રી તથા ગુજરાતી), સ્તવન–સંગ્રહ, પૂજા–સંગ્રહ, પંચપ્રતિક્રમણ સૂત્ર (પાંચમી આવૃત્તિ), સજ્ઝાય–સંગ્રહ ભાગ ૧ લો, શ્રી શત્રુંજય તીર્થાદિ સ્તવન–સંગ્રહ (ગુજરાતી તથા શાસ્ત્રી), ગુરૂઅષ્ટપ્રકારી પૂજા (પં. શ્રીઆલમચંદ્રજી કૃત), બાર ભાવનાના તેર ઢાળીયા (પં. શ્રીવત્સરાજજી કૃત), સંક્ષિપ્ત બાર વ્રતની ટીપ, મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું ગણણું, શ્રી જિનેન્દ્ર નમસ્કારાદિ સંગ્રહઃ, જૈનરાસ–સંગ્રહ ભાગ ૧ લો, શ્રી જિનેન્દ્ર ગુણસ્તવન–સંગ્રહ, સ્તવન–સજ્ઝાય–સંગ્રહ, ઇત્યાદિ પુસ્તકોના સંગ્રાહક તથા સંશોધક. સ્વાધ્યાય પ્રકરણરત્ન ભાગ ૧ લો, તથા સપ્તપદીશાસ્ત્રના સંપાદક તથા અનુવાદક. પ્રશ્નોત્તર–પ્રકાશ ભાગ ૧ લા, બીજાના લેખક અને ચૈત્યવંદનાદિ ચોવીશી (સ્તવનાદિ સંગ્રહ) ના રચયિતા. આમ પૂજ્યશ્રીએ પોતાના પરમોપકારી ગુરૂરાજના સ્મારક તરીકે **આચાર્ય શ્રીભ્રાતૃચંદ્રસૂરિ ગ્રંથમાળા** ચાલુ કરેલ તેનો આજ સુધીમાં છેલ્લો ૫૪ મો મણકો જોવામાં આવે છે. (તે ક્રમવાર નહિ મળવાથી અહીં આપવામાં આવ્યા નથી.)

**શિષ્યો** :–પાટવી શિષ્ય મુનિરાજ શ્રી રાયચંદ્રજી
લઘુ શિષ્ય ,, વૃદ્ધિચંદ્રજી
,, ,, વિદ્યાચંદ્રજી

**કાળધર્મ** :–ઇત્યાદિ સ્વ–પર ઉપકાર કરી ૩૭ વર્ષ, ૭ માસ ને ૬ દિવસની દીક્ષા પાળી, તેમાંના ૨ વર્ષ, ૩ માસ ને ૧૫ દિવસનું આચાર્યપદ ભોગવી સં. ૧૯૯૫ ના ભાદરવા વદ ૪ થે ધ્રાંગધ્રામાં પોતાનું ૫૨ વર્ષ, ૭ માસ ને ૬ દિવસનું સર્વ આયુ: પૂર્ણ કરી સમાધિપૂર્વક કાળધર્મ પામી સ્વર્ગવાસી થયા.



# શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા.

## આદર્શ શિક્ષણ સંસ્થા

## સ્વ૦ આચાર્ય શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજના ઉપદેશનું પરિણામ.

શ્રી અને સરસ્વતી દેવીની કૃપાથી ફાલ્યા—ફુલેલા ગુજરાતની ભૂમિમાં તેનું પાટનગર અમદાવાદ ઉર્ફે રાજનગરે જૈનપુરી નામ ધરાવવા જેટલું મહત્વ પ્રાપ્ત કર્યું છે. ગુજરાતને આંગણે એટલા દાનવીરો, કર્મવીરો અને ધર્મવીરો પાકયા છે કે તે ભૂમિ આજે જગમશહુર બની છે. એવા ગુજરાતમાં આજે ધાર્મિક શિક્ષણ આપતી અનેક સંસ્થાઓ ચાલી રહી છે. ગુજરાતને **શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજે સાહિત્ય અને જ્ઞાનનો અમૂલ્ય ખજાનો આપ્યો છે. **શ્રી વાદિદેવસૂરીશ્વરજી** જેવાએ ન્યાયના અનેક ગ્રંથો જેના ચરણે ધર્યા છે. યુગપ્રધાન **શ્રીમદ્ પાર્શ્વચંદ્રસૂરીશ્વરજી,** શ્રી આણંદવિમલસૂરિજી જેવા ક્રિયોદ્ધારક ગચ્છનાયકોથી જે ભૂમિ ઉજળી છે એ તેના કર્મયોગ વડેજ. આર્થિક સંપત્તિ ધરાવનારા અનેક આત્માઓ આવી ગયા પરંતુ કિંમત તો કર્મયોગીઓનીજ લેખવામાં આવી છે કે જેઓએ પોતાના આત્માની શુદ્ધિ વડે અનેક ભવ્યાત્માઓને આ ભવસમુદ્ર તરવાનો માર્ગ બતાવ્યો છે. અત્યંત પ્રાચીન સમયની વાત લ્યો અને જુઓ કે **અહિંસા ધર્મના આદ્યસ્થાપક યુગાદિદેવ શ્રી ઋષભદેવજી, નૈષ્ટિક બ્રહ્મચર્યનો આદર્શ**

શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભાના
પ્રેસીડેન્ટ.



શેઠ હઠીસીંગ રાયચંદ.

(શામળાની પોળ) અમદાવાદ.

અવસાન સં. ૧૯૫૮ના ભાદરવા સુદ ૫

આપનાર યાદવ તીર્થંકર શ્રી અરિષ્ઠનેમિજી અને કર્મયોગને અપનાવી જગત સમક્ષ એક મહાન બોધપાઠ રજુ કરનાર ભગવાન શ્રી કૃષ્ણના પુરૂષાર્થ વડે ધર્મભૂમિની કીર્તિ આજલગી સુવાસ આપી રહી છે. આ બધો પ્રતાપ ધાર્મિક જ્ઞાનનો હતો. જીવનમાં ધાર્મિક કેળવણી એ આવશ્યક વસ્તુ છે એમ જ્યારે સમજાય, તેના પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય ત્યારેજ તેનો વાસ્તવિક મર્મ આપણે સમજી શકીએ.

પ્રત્યેક સમાજ, રાષ્ટ્ર અને ધર્મનો વિકાસ ભાવી પ્રજાના હાથમાં રહેલો છે. એ ભાવી પ્રજા જેટલી સમાજ પ્રિય, રાષ્ટ્રપ્રેમી અને ધર્મપ્રેમની જ્યોતથી વિભૂષિત થયેલી હોય છે તેટલો તે સમાજ, રાષ્ટ્ર ને ધર્મની ઉન્નતિ સાધ્ય બને છે. એથીજ આપણે બાળકોને બચપણમાંજ સુસંસ્કારોનો વારસો આપવા અર્થે ધાર્મિક કેળવણી તરફ દોરવા જોઇએ. કેળવણી એ જીવનમાં દીપક સમાન છે. આજે ઉમરે પહોંચેલા યુવાનોને બોધ અસર કરી શકવા અસમર્થ છે સિવાય કે તે વર્તમાન વાતાવરણની અટવીમાં અટવાયેલો ન હોય અને પૂર્વના ગ્રહયોગો સારા હોય. આજનો યુવાન વર્ગ તો વાત-વાતમાં શંકા–કુશંકાઓ ઉઠાવનારો અને દલીલો ખૂટે ત્યાં વિતંડાવાદ કરનારો માલુમ પડે છે. વર્તમાન જગતનું વાતા-વરણજ એવું છે કે ધાર્મિકતા તરફ એનું ધ્યાન ભાગ્યેજ દોરાય છે. એટલુંજ નહિં પણ જડ પદાર્થોમાં એની આશક્તિ વધતી જાય છે. વળી જેઓ ઉમ્મરે પહોંચેલા છે તેઓને પણ યોગ્ય માર્ગે લાવવામાં મુશ્કેલી છે. ત્યારે એક બાલ્યવર્ગજ

એવો છે કે જેને બચપણમાંથી સુસંસ્કારોનો વારસો આપવો હોય તેવો આપી શકાય એમ છે. **કુમળા ઝાડને જેમ વાળીએ તેમ** બાળકો પણ માતાપિતાદિની આજ્ઞા મુજબ વળે છે.

ઘણા એવો પ્રશ્ન કરે છે કે બાળકો માથે આ બોજો શું? તેઓ માગધી કે સંસ્કૃત ભાષાના સૂત્રો કંઠસ્થ કરવા હજુ ઉંમર લાયક નથી પરંતુ તેઓ ભૂલી જાય છે કે બાળકને વય એજ સુસંસ્કારોના સિંચન માટેની યોગ્ય વય છે. આપણે બાળકોને ઉઠ કહીએ તો તે ઉઠે છે, બેસ કહીએ તો તો બેસે છે, દેરાસર લઈ જઇએ તો તે હંમેશાં આપણી સાથે આવે છે અને જે પ્રમાણે અદબ રાખવી કહીએ તે પ્રમાણે રાખે છે. તો શું એ ધાર્મિક કેળવણી કંઠસ્થ ન કરી શકે? આપણા પૂર્વાચાર્યોના દ્રષ્ટાંતો તરફ નજર કરો ને એમાંનો મોટો વર્ગ બાલ્યસંસ્કારથી મહાત્મા અને મહા-પુરૂષની કક્ષામાં મુકાયેલો છે. વિદ્યમાન પૈકિ અનેક આચાર્ય મહારાજો અને મુનિરાજોએ બાલ્યવયમાં ધાર્મિક જ્ઞાન મેળવી સર્વવિરતિ અંગીકાર કરી છે. જૈન ગૃહસ્થને સંસારમાં રહેવું પડે તો પણ તે પોતાના ધ્યેય તરિકે તો હંમેશાં સર્વવિર-તિનુંજ ચિંત્વન કરે. પરંતુ આજે માતપિતાદિ પણ પોતાના બાળકોનું ભાવી વિસરવા લાગ્યા છે. ધાર્મિક કેળવણીને બોજા રૂપ માનવા લાગ્યા છે. અને બીજી બાજુ યુવાન પ્રજામાં સ્વતંત્રતાના નામે જે સ્વચ્છંદતા પ્રસરી રહી છે, **વિનય અને વિવેક, શિષ્ટાચાર ને સભ્યતા ભુલાયા છે** તેથી

લમણે હાથ દઈ નિરાશાના નિશ્વાસા નાંખે છે. પરંતુ જો એજ યુવાનોને બાલ્યવયમાં **દેવ, ગુરૂ, ધર્મ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન કરે એવી કેળવણી** આપી હોત તો આ દશા આવત ? એ પ્રત્યેક માતપિતાએ વિચારીને પોતાના બાળકો **ધાર્મિક કેળવણી માટે પાઠશાળાઓએ** મોકલવા જોઇએ. આજે ઠેર ઠેર ગુરૂકુળો, વિદ્યાલયો ને વિદ્યાવિહારો છે પરંતુ એમાંથી સ્વધર્મને માટે ગૌરવ લઈ એનો વિજયધ્વજ ફરકાવવા કેટલા નીકળ્યા એ તપાસીશું તો પરિણામ લગભગ કોઇ અપવાદો સિવાય શૂન્યજ જણાશે. આ સંસ્થાઓની ભવ્યતા તેની સુંદર ઇમારતો પરથી નહિ પણ તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંસ્કારિતા પરથી આંકી શકાય છે.

આથી ધર્મમાં પ્રવેશ કરનાર, કરાવનાર અને તેમાં સહાયભૂત થનાર એ ત્રણે સદ્ગતિના ભાગીદાર બને છે. આવી સદ્ગતિના ભાગીદાર બનવા આજથી ૪૮ વર્ષો પૂર્વે શામળાની પોળમાં રહેતા **શ્રી પાર્શ્વચંદ્રસૂરિગચ્છના** એક ધર્મશ્રેષ્ઠિ **શ્રી હઠીસીંગ રાયચંદભાઇની** જિજ્ઞાસા તીવ્ર બનતાં સં. ૧૯૫૦ ના માગશર સુદ ૨ ના રોજ શ્રીસંઘના અન્ય ગૃહસ્થોના અનુમોદન સાથે અને સ્વ૦ ભટ્ટારક આચાર્ય **શ્રીમદ્ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી** જેવા મહાન ઉપકારી પુરૂષના આશિર્વાદ સાથે '**શ્રી જૈન સરસ્વતી સભા**' નામની ધાર્મિક શિક્ષણ આપવા માટેની એક સંસ્થાની રાજનગરના આંગણે શામળાની પોળમાં સ્થાપના થઈ. શેઠશ્રી હઠીસીંગભાઇની ઉદાર વૃત્તિ અને ગુરૂ ઉપદેશના પરિણામે વૃદ્ધિને પામી.

આ સભા સાથે તેઓશ્રીનું નામ જોડાયેલું રહે એ માટે તેઓશ્રીના અવસાન બાદ તેમની ઇચ્છાનુસાર તેમના વિધવા ધર્મપત્ની **હરકુંવરબાઈએ** નાદર રકમ આપી મહૂંમની ઇચ્છા અને આશાને પરિપૂર્ણ કરી. સં. ૧૯૬૨ થી સંસ્થાનું નામ " **શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા** " રાખવામાં આવ્યું.

શરૂઆતમાં **આ સભામાં દાખલ થનાર માટે સપ્તવ્યસનોના ત્યાગને ફરજીયાત બનાવવામાં આવ્યો છે.** કારણ જે આત્માઓ વ્યસની હોય એમનામાં ધીરે ધીરે એક પછી બીજો ને બીજા પછી ત્રીજો એમ અનેક જાતના દોષો દાખલ થાય છે. આજે ધાર્મિક કેળવણી પામેલા ઘણાયે એવા છે કે જેમના જીવનમાં વ્યસને ઘર ઘાલવાને પરિણામે તેઓ કોઈ આદર્શ રજુ કરી શકતા નથી બલ્કે તેમની છાપ પડતી નથી.

આ સભાના દ્વિતીય વર્ષના રીપોર્ટ પરથી જણાય છે કે **પ્રથમ નવકાર** મંત્રથી ઉપરોક્ત સભામાં વિદ્યાર્થીઓને અભ્યાસ શરૂ કરાવવામાં આવે છે અને જ્યારે આપણે એ રિપોર્ટમાં જોઈએ છીએ કે સં. ૧૯૫૧ ના બીજા વર્ષમાં પ્રતિક્રમણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુસંઘયણી, નવસ્મરણ વિ. નો અભ્યાસ ચાલે છે ત્યારે સહેજે લાગે છે કે આ સભાના વિદ્યાર્થીઓ કેટલી લાગણી પૂર્વક અભ્યાસ કરતા હોવા જોઇએ કે એકજ વર્ષમાં તેઓ ધાર્મિક શિક્ષણની આટલી ઉચ્ચ કક્ષાએ જઈ રહ્યા છે. ત્યારબાદ માગધી અને

સંસ્કૃતના અભ્યાસની વ્યવસ્થા કરવા માટે એમાં જણાવવામાં આવ્યું છે અને તે માટે સં. ૧૯૫૨ની સાલથી એક વિદ્વાન પંડિતને રોકીને વ્યવસ્થા કરવામાં આવી છે.

આ સંસ્થાની હેડ કમીટી જેના પર સંસ્થાના નિભાવ—પાલન પોષણ અને દેખરેખનો બોજો હતો તેમાં નીચેના ગૃહસ્થો હતા.

૧ રા. રા. શેઠ હઠીસીંગભાઇ રાયચંદભાઇ—પ્રેસીડેન્ટ
૨ ,, મનસુખરામ નાનચંદભાઇ—વાઇસપ્રેસીડેન્ટ
૩ ,, બહેચરભાઇ કસ્તુરભાઇ વકીલ
૪ શા. વાડીલાલ નગીનદાસ ચાલીસહજાર
૫ ,, ફતેચંદ દોલતચંદ
૬ ,, મણીલાલ દોલતચંદ
૭ ,, પુંજાભાઈ હીરાચંદ
૮ ,, નગીનદાસ કરમચંદ
૯ ,, પોચાભાઇ કેવળદાસ
૧૦ ,, નાગજીભાઈ કુંવરજી
૧૧ ,, વાડીલાલ કાળીદાસ
૧૨ ,, ભુરાભાઈ છગનલાલ
૧૩ ,, સાંકળચંદ વિઠ્ઠલદાસ
૧૪ ,, મહાસુખરામ કાળીદાસ
૧૫ ,, ચુનીલાલ દીપચંદ
૧૬ ,, વાડીલાલ મગનલાલ
૧૭ ,, વાડીલાલ નગીનદાસ પટવા
૧૮ ,, પુંજાભાઈ હીરાચંદ પાઘડીવાળા
૧૯ ,, મણીલાલ દલસુખરામ
૨૦ ,, ચુનીલાલ અમીચંદ
૨૧ ,, મનસુખરામ ઉમેદચંદ
૨૨ ,, હરિભાઈ મોતીચંદ જેઠા
૨૩ ,, બાલાભાઈ કુંવરજી
૨૪ ,, વાડીલાલ હરગોવનદાસ
૨૫ ,, સાંકળચંદ ખેમચંદ ભગત
૨૬ ,, લલ્લુભાઈ ગુલાબચંદ
૨૭ ,, મોહોલાલ લલ્લુભાઈ પુદ્દી
૨૮ ,, નાથાભાઈ લલ્લુભાઇ
૨૯ ,, ભગુભાઇ મલુકચંદ
૩૦ ,, છગનલાલ જયચંદ
૩૧ ,, દલપતભાઈ પ્રેમચંદ

ઉપરોક્ત ગૃહસ્થોમાંથી તેમજ બીજા મળીને ૧૯ ગૃહસ્થોની એક સબ કમિટીની નીમણુંક કરવામાં આવી હતી જેમનાં મુબારક નામ નીચે પ્રમાણે.

૧ રા. રા. શા. સોમાભાઇ ભગુભાઈ સેક્રેટરી અને ખજાનચી.

૨ ,, બાલાભાઈ મોકમચંદ જોઈન્ટ સેક્રેટરી અને ખજાનચી

| | |
|---|---|
| ૩ ,, સાંકળચંદ પીતાંબરદાસ કવિ | ૧૧ ,, માનચંદ નથુભાઈ |
| | ૧૨ ,, જેઠાભાઈ ખેમચંદ |
| ૪ ,, મણીલાલ દોલતચંદ | ૧૩ ,, મણીલાલ હકમચંદ |
| ૫ ,, નથુભાઇ ઓતમદાસ | ૧૪ ,, ભગુભાઇ છગનલાલ |
| ૬ ,, નાથાભાઇ લલ્લુભાઈ | ૧૫ ,, મંગળદાસ લલ્લુભાઇ |
| ૭ ,, ચુનીલાલ અમથાસા | ૧૬ ,, ગોકળદાસ નગીનદાસ |
| ૮ ,, વાડીલાલ વીરચંદ મોદી | ૧૭ ,, વાડીલાલ મગનલાલ |
| ૯ ,, મોહનલાલ કાળીદાસ | ૧૮ ,, લાલભાઇ ખુશાલદાસ |
| ૧૦ ,, વાડીલાલ બેચરભાઇ | ૧૯ ,, નકરચંદ પાનાચંદ |

સભા કાયમ માટે નભી રહે એવી એક યોજના ઉપરોક્ત બે કમિટીએ ૧૯૫૧ ના કારતક સુદ ૧ થી અમલમાં મૂકી અને તે સાથે સંસ્થાનું બંધારણ પણ ઘડાયું.

એકજ સાલમાં સભામાં ૨૦ વિદ્યાર્થીઓનો વધારો બતાવવામાં આવ્યો અને સરાસરી ૪૦–૫૦ ની હતી. વિદ્યાર્થીઓના અભ્યાસ વિભાગમાં પંચપ્રતિક્રમણ, નવસ્મરણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, લઘુસંઘયણી સુધી બતાવવામાં આવેલ છે.

વિદ્યાર્થીઓના બે વર્ગો રાખવામાં આવ્યા હતા. પ્રથમ વર્ગમાં–૩૫ અને બીજા વર્ગમાં–૫૦. પ્રથમ વર્ગ એટલે ઉચ્ચ

અભ્યાસ કરતો અને બીજામાં નાની વયના વિદ્યાર્થીઓ હતા. એ વર્ષમાં સંસ્થાને ૧૨ પુસ્તકોની ભેટ મળેલી છે.

સભાના નિભાવ માટે રૂપીઓ, બે રૂપીઆ મેમ્બરોનું લવાજમ રાખવામાં આવ્યું હતું. સભા પાસે એક નાની લાયબ્રેરી હતી. જેમાં ૧૩૪ પુસ્તકો પૈકિમાંથી ૬૭ વિદ્યાર્થીઓને ઘેર વાંચવા માટે આપવામાં આવેલા છે. એજ સાલમાં સભાના પ્રેસીડેન્ટ શેઠ હઠીસીંગ રાયચંદ તરફથી સભા માટે એક મકાન તૈયાર કરાવવામાં આવતું હતું કે જે માટે આભાર દર્શનની નોંધ લેવામાં આવી હતી.

ત્યારબાદ પૂજ્ય ગુરૂદેવોનો ઉપદેશ, શ્રીસંઘના અગ્રગણ્ય ગૃહસ્થોની કાળજી અને બાળકોના ઉત્સાહ વડે સંસ્થાની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી છે અને એ સભામાં અભ્યાસ કરનારા એ સમયના બાળકો પણ હાલના વડિલો આપણી સમક્ષ છે કે જેઓ આ સંસ્થામાં કેળવણી લઈ પોતાના ધર્મ, કુળ અને શ્રીસંઘને દીપાવી રહ્યા છે.

પ્રાપ્ત થતા સં. ૧૯૮૮ ના વાર્ષિક દિન ઉજવણીના અહેવાલમાં બતાવ્યા મુજબ સંસ્થા સાથે જોડાયેલ યુવાન અને વડિલ ભાઈઓની **શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરજીના** સદુપદેશથી સ્થાપિત **ટોળી** જે નિમંત્રણથી રાત્રીજાગરણ પૂજાદિ ઉત્સવોમાં ભાગ લે છે. તેણે સં. ૧૯૮૧ માં એવા ૨૨ નિમંત્રણો સ્વીકાર્યો હતા. અને ભક્તિમયસ્તવનો પોતાના ગુરૂદેવને યાદ કરીને ગાતાં તાલ અને રસની સુંદર જમાવટ કરે છે. અનેક પોળોના ભાઈઓ એ વાતથી સુવિદિત છે.

આ વર્ષમાં સભામાં વિદ્યાર્થીઓની સંખ્યા ૫૯ ની બતાવવામાં આવી છે. શિક્ષક તરિકે **શ્રી સાંકળચંદ વાડીલાલભાઈ** હતા કે જેમની મદદમાં બીજા વિદ્યાર્થીઓ પણ કામ ઉપાડી લેતા કારણ એક કે દોઢ કલાક જેટલા સમયમાં ૫૯ વિદ્યાર્થીઓને પહોંચી વળવું એ એક શિક્ષક માટે શકય નહોતું. આ ગૃહસ્થની સેવાઓ માનદ્ કોઈપણ જાતના બદલા વિનાની કેવળ સ્વપરહિતની દ્રષ્ટિએ આપવામાં આવી હતી. મૂળથી ચાલતી પ્રથા મુજબ સભાના સહાયકોના ત્રણ વર્ગો રાખવામાં આવેલા જેના લવાજમ અનુક્રમે રૂા. ૫) ૩) અને ૨) રાખવામાં આવેલ. આવા સભાસદો ૮૦ હતા. એટલે ગઈ સાલ કરતાં ૩ નો ઘટાડો થયો. આયંબિલની ઓળીનું ફંડ **શેઠ શ્રી મનસુખરામ નાનચંદ કેવળદાસ** તરફથી કરવામાં આવતાં સારી રકમ ઉત્પન્ન થઈ હતી.

સં. ૧૯૮૮ ના ઉત્સવ બાદ મંદતાના કે ગમે તે કારણે પણ વાર્ષિક મહોત્સવ ચાર વર્ષ સુધી ઉજવાયો નહોતો. આવી સંસ્થાના વાર્ષિક મહોત્સવ નિયમિત ઉજવાય એ ઉત્તેજન અને આકર્ષણ અર્થે જરૂરી છે. આમ સંસ્થાનો સં. ૧૯૮૮ પછીનો વાર્ષિક ઉત્સવ સં. ૧૯૯૨ ના માગશર વદ ૧૨ ને રવિવારના રોજ ઉજવાયો હતો. ચાર વર્ષના ગાળામાં શિક્ષણની વ્યવસ્થાની ઉણપ અને પરિણામે બાળકોની હાજરીમાં પડેલા મહાન ફટકાના કારણે સભા બંધ રહેલી એ દુઃખદ સમાચાર છે. જે પુરૂષોએ એને આશિર્વાદ આપ્યા છે, જે પુરૂષે પોતાના ઉત્સાહ અને ખંતથી ભાવી પ્રજાના

આત્માના કલ્યાણ અર્થે નાદર રકમ અર્પણ કરી છે તેવા આ પ્રવાહને નહિં અટકાવવાની જવાબદારી વિદ્યમાન કાર્યવાહકો પર રહેલી છે એ ફરજ સમજવી ઘટે છે.

આ સાલમાં સભ્યોની સંખ્યા ૮૦ થી ઘટીને ૬૫ ની થઈ જેના વાર્ષિક લવાજમની આવક રૂા. ૧૭૦) થઈ હતી.

પૂ૦પા૦આચાર્ય **શ્રીમદ્ ભ્રાતૃચંદ્રસૂરીશ્વરજી મહારાજની** યાદગીરી અને ગુરૂભક્તિ અર્થે સ્વ૦ શા. **સાંકળચંદ મોહકમચંદ** (તાર માસ્તર) તરફથી '**આચાર્ય શ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વર સ્મારક ફંડ**' નામનું ફંડ ઉભું કરવામાં આવ્યું છે કે જેની રકમના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને ઇનામ અર્થે રૂા. ૨૫) સભાને આપવામાં આવે છે.

સં. ૧૯૯૩ માં વાર્ષિક ઉત્સવ ફાગણ વદ ૫ ને ગુરૂવારના રોજ ઉજવવામાં આવ્યો. આ વર્ષ દરમ્યાન પૂ૦ વિદ્વાન વક્તા મુનિરાજ **શ્રી સાગરચંદ્રજી** મહારાજ અને માસ્તર **સાંકળચંદભાઈ વાડીલાલે** જુદાજુદા વિદ્યાર્થીઓની પરીક્ષા લેતાં પરિણામે કાંઇ ખાસ પ્રગતિ જણાઇ નથી વિદ્યાર્થીઓ કઇ રીતે આગળ વધે એ હેતુથી સભાના કાર્યવાહકોએ માસ્તર **શ્રી ચીનુભાઇ કસ્તુરચંદ** અને માસ્તર **મોતીલાલ નાનચંદભાઇને** રોકયા. સભાસદોની સંખ્યા ફક્ત ગઇ સાલ કરતાં ૪ નો વધારો એટલે કુલ્લે ત્રણે વર્ગના મળી ૬૯ બતાવે છે. જ્યારે લવાજમની આવકમાં રૂા. ૭) નો વધારો જણાય છે.

સં. ૧૯૯૪ માં સભાનો વાર્ષિક ઉત્સવ મહા વદ ૧ ને મંગળવારે યોજાયો હતો. વિદ્યાર્થીઓની સંખ્યામાં ૧૭

નો ઘટાડો થતાં ૫૦ રહ્યા. કેટલાક કારણોસર આ પોળમાં બીજી એક સંસ્થા ચાલુ થવાને પરિણામે આ ઘટાડો સુચવે છે. આ વરસે મુ૦ **શ્રી અમીચંદ્રજી** તથા મુ૦ **શ્રી લાભચંદ્રજી**એ વિદ્યાર્થીઓની પરીક્ષા લેતાં ૪૩ માંથી ૩૫ વિદ્યાર્થીઓ પસાર થયા હતા. એટલે પરિણામની દ્રષ્ટિએ તો ૮૧ ટકા જેટલું આવ્યું.

સં. ૧૯૯૫ નો વાર્ષિક મહોત્સવ માગશર સુદ ૩ ને શુક્રવારે ઉજવાયો. વિદ્યાર્થીઓની સંખ્યા ગત વર્ષ જેટલી ૫૦ ની હતી.

સભાના સંચાલકોની વિનતિથી પૂ૦ મુનિરાજ **શ્રી કૃપાચંદ્રજી** મ૦ તથા પૂ૦ વિદ્વાન વક્તા મુનિરાજ **શ્રી બાલચંદ્રજી** મહારાજ સાહેબે વિદ્યાર્થીઓની પરીક્ષા લીધી હતી. પરિણામ ઠીકઠીક આવ્યું. પૂજ્ય મુનિરાજોએ શુદ્ધ ઉચ્ચારો વિષેની ટીકાઓ કરી છે. અભ્યાસ ભલે ઓછો હોય પણ શુદ્ધ હોય તે જરૂરી છે. એ વિષે શિક્ષકો તેમજ સંચાલકોએ ઘટતું કરવું જોઇએ.

સં. ૧૯૯૬ નો ઉત્સવ દિન માગશર સુદ ૫ ને શનિવારનો હતો. આ સાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬ નો વધારો બતાવે છે. પૂ૦ મુનિરાજ **શ્રી બાલચંદ્રજી** મહારાજે પરીક્ષા લેતાં સૂત્રોના ઉચ્ચારની ખામીનો પુનઃ નિર્દેશ કર્યો છે એ દુઃખદ છે. તે સાથે સંચાલકોને જવાબદારી અદા કરવા માટે સુચન કર્યું છે જે મનનીય છે. આ વખતે ધાર્મિક સંવાદનો કાર્યક્રમ પણ ઠીકઠીક રીતે ભજવાયો. મેદની આકર્ષવાનું આ એક ઉત્તમ સાધન હોવા સાથે હિતકર પણ છે. કારણ

બાળકોમાં સંસ્કાર રેડવા માટે આવા ધાર્મિક સંવાદો જરૂરી ભાગ ભજવે છે.

સં. ૧૯૯૭ નો મહોત્સવ માગશર વદ ૧ રવિવારના રોજ જૈન અગ્રેસરો, શ્રી સંઘના ગૃહસ્થો અને અન્ય ભાઈ બ્હેનોની વિશાળ મેદની વચ્ચે **શેઠશ્રી પુંજાભાઈ દીપચંદની** અધ્યક્ષતામાં ઉજવાયો હતો. આ સાલ ચાતુર્માસ રહેલા પૂ૦ મુનિરાજ શ્રી **કૃપાચંદ્રજી** તથા વિદ્વાન વક્તા પૂ૦ મુ૦ શ્રી **બાલચંદ્રજી** મ૦ સાહેબે **પરીક્ષા** લીધી હતી. પૂ૦ મુનિરાજના ઉપદેશ સિંચન અને કાર્યવાહકોની જવાબદારી અદા કરવાની જાગેલી થોડી પણ તત્પરતાને લઇ શ્રી **રાજનગર ઈનામી પરીક્ષા**માં બેઠેલા સભાના ૧૧ વિદ્યાર્થીઓમાંથી ૧૧ પાસ થયા હતા. આમ આ વર્ષ ખરેખર પ્રગતિનું નોંધી શકાય. આ સાલ આજીવન સભ્ય (Life Member) ની યોજના કરી તેનું લવાજમ રૂા. ૧૦૧) ઠરાવવામાં આવ્યું. સભાસદોની સંખ્યા ૮૦ ની હતી. વાર્ષિક લવાજમની આવક રૂા. ૨૦૬) આવી. તેમજ મહુંમ શેઠ **ભીખાભાઇ સાંકલચંદ સતીઆના** સ્મરણાર્થે રૂા. ૭૦૦) ની નાદર રકમ તેઓશ્રીના સુપુત્ર **ચંદુલાલભાઇ**એ આપી છે અને **શેઠ લાલભાઈ મનસુખરામ**ની પ્રેરણાથી ઇનામ તરીકે વહેંચવા ઝાંપડાનીપોળના **શા.ઉમેદચંદભાઇ વીરચંદભાઈ** કે જેઓના દાનનો પ્રવાહ સુયોગ્ય ને આત્મહિતના માર્ગોમાં ચાલુ છે તેઓ તરફથી ચાંદીની વાટકીઓ કરાવી આપવામાં આવી છે.

સંસ્થાની હર વર્ષની કાર્યવાહીમાં પણ નવીનતા યોજવાની જરૂર છે. એ માટે નાણાંની જરૂરીયાત રહેજ. પરંતુ

બાળકોમાં ઉત્સાહ વધશે તો નાણાં આપનારા તો જરૂર મળી આવશે. ખાસ કરીને બાળકોને પૂજા-પ્રતિક્રમણ-સામાયિક વિગેરે સામુદાયિક ક્રિયામાં જોડવા. સ્નાત્રમહોત્સવ દર માસે એક ઉજવવો. તેમને નજીકના તીર્થમાં લઇ જઈ તીર્થસ્થાનનું મહત્વ બાળશૈલીમાં સમજાવવું અને અઠવાડીયે એક દિવસ ધાર્મિક જ્ઞાનવાળા પુરૂષોએ બાળકો સાથે તેમને સ્પર્શતા વિષયોની ચર્ચામાં-આનંદી વાર્તાલાપમાં ગાળવો. જો આમ થશે તો સંસ્થા થોડાજ વર્ષમાં એક બાળકેળવણીનો એક આદર્શ રજુ કરવા શક્તિમાન થશે.

સંસ્થાના શિક્ષકો માનદ્ સેવા આપતા હોય કે બીજી રીતે કામ કરતા હોય તેમના પ્રત્યે સમાજે બહુમાનથી જોવું જોઇએ. પ્રસંગે પ્રસંગે તેમના હૈયાના ઉલ્લાસમાં વૃદ્ધિ થાય એ રીતે એમની યોગ્યતા પ્રમાણે કદર કરવી જોઇએ.

શિક્ષકોએ પણ પોતે સમયની મર્યાદા સામે જોયા વિના પોતાના હાથ નીચે અભ્યાસ કરતા બાળકોમાં ધાર્મિક સંસ્કારો કેમ રેડાય ને સુદ્રઢ કેમ બને એવું તેમનું ચારિત્ર રાખી બાળકોને દોરવા જોઇએ તેમજ તેઓ ભાવી સમાજના ઘડવૈયા છે તો પગારની રકમ સામે નહિ જોતાં એક આદર્શ ખડો કરવાનોજ લોભ હંમેશાં રાખવો ઘટે છે. એટલી વિનતિ નમ્રભાવે કરીને વિરમીશું !



